



## ૧૯૩૦મા છપાશે.

| | |
|---|---|
| ૧ શાહાનશાહ અકબરશાહ | ૫ ધર્મમન્થન |
| ૨ ઇંદુકુમાર અંક ૩જો સમર્પણ | ૬ કુરુક્ષેત્રઃ તૃતીય કાંડ. નિર્ધાર |
| ૩ સંબોધન | ૭ કુરુક્ષેત્રઃ દશમકાંડ કાળનો ડંકો |
| ૪ પાંચ ઉપનિષદો, સમશ્લોકી | ૮ જહાંગીર નૂરજહાંન (૨ આ.) |

**કુરુક્ષેત્ર મહાકાવ્ય**ના ૭ કાંડ છપાયા છે: ૧૯૩૦ માં બીજા બે કાંડ છપાશે.





## પ્રેમભક્તિ-ગ્રન્થમાળાનાં

### નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

---

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧૭ શકુન્તલાનું સંભારણું ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૬ |
| ૧૮ કુરૂક્ષેત્ર: પ્રથમ કાંડ, યુગપલટો (૩ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૯ કુરુક્ષેત્ર: દ્વાદશ કાંડ, મહાસુદર્શન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૦ ઉદ્‌બોધન ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૧ અર્ધશતાબ્દિના અનુભવબોલ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૨ સંસારમન્થન ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૩ વિશ્વગીતા ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૪ ઇન્દુકુમાર, અંક ૨ જો ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૫ ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો (૨જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૬ ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૭ જહાંગીર-નૂરજહાન | ૧૯૨૮ |
| ૨૮-૨૯ કુરુક્ષેત્ર: ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| કુરુક્ષેત્ર: પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |
| ૩૦ કુરુક્ષેત્ર: એકાદશ કાંડ, શરશય્યા | ૧૯૨૯ |
| ૩૧ કુરુક્ષેત્ર: દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ૧૯૩૦ |

# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

**પ્રથમાવૃત્તિનો સાલ**

૧ કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) ૧૯૦૩
૨ રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ ૧૯૦૩-૦૫-૧૧
૩ વસન્તોત્સવ ( ૩ જી આવૃત્તિ ) ૧૯૦૫
૪ કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો ( ૨ જી આવૃત્તિ ) ૧૯૦૮
૫ ઇન્દુકુમાર, અંક ૧ લો ( ૩ જી આવૃત્તિ ) ૧૯૦૯
૬ ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૬ ઠ્ઠી આવૃત્તિ) ૧૯૧૦
૭ શ્રીમદ્ ભગવદ્‌ગીતા, સમશ્લોકી (૨જી આવૃત્તિ) ૧૯૧૦
૮ જયા-જયન્ત ( ૪ થી આવૃત્તિ ) ૧૯૧૪
૯ મેઘદૂત, સમશ્લોકી ( ૩ જી આવૃત્તિ ) ૧૯૧૭
૧૦ ઉષા ( ૫ મી આવૃત્તિ ) ૧૯૧૮
૧૧ ચિત્રદર્શનો ૧૯૨૧
૧૨ રાજર્ષિ ભરત ( ૨જી આવૃત્તિ ) ૧૯૨૨
૧૩ પ્રેમકુંજ ( ૨ જી આવૃત્તિ ) ૧૯૨૨
૧૪ પ્રેમભક્તિ-ભજનાવલિ ૧૯૨૪
૧૫ સાહિત્યમન્થન ૧૯૨૪
૧૬ વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી ૧૯૨૫

પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# વસન્તોત્સવ

કર્તા :
ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૬ ઈ. સ. ૧૯૩૦
કીંમત એક રૂપીઓ

પ્રગટકર્તા
ન્હાનાલાલ દલપતરામ કવિ
ભદ્ર, અમદાવાદ



| | | |
|---|---|---|
| આવૃત્તિ ૧ લી : | ૧૯૦૫ | : પ્રત ૧૦૦૦ |
| આવૃત્તિ ૨ જી : | ૧૯૨૭ | : પ્રત ૧૫૦૦ |
| આવૃત્તિ ૩ જી : | ૧૯૩૦ | : પ્રત ૧૧૫૦ |

૧૯૨૭ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાલાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક પ્રત ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ, અમદાવાદ
મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક

નયન ઉઘડયું પેલું ઓજસ્વી નવલ પ્રભાતનું,
જગત ભરતું વ્હાલા ! જો તેજ ઉતરે તાતનું;
નવવસન્તાનિલના પમરે પરાગ અલૌકિક,
વિરલ વિભૂતિ વર્ષે સુરનાથ આધિદૈવિક.

નથી અજાણ્યું ત્હારૂં, વિરમે છ કાળી યામિની,
સહુ સુગમ છે તુજને સામગ્રી પ્રાણપ્રકાશિની;
રવિરાજ તુજને લાધ્યો, ત્હેં જોયું ત્હેનાં કિરણમાં,
કલ્યાણસાગર ભાળ્યો, કીધ સ્નાન ત્હેનાં ઝરણમાં.

કનક કરજે, વ્હાલા મણિ ! પુણ્યપારસસ્પર્શથી,
લોહ કેરાં હઇડાનાં મુલ્ય અમ મોઘાં નથી.
મધુરી ફૂંકજે વ્હાલા ! અમ દેશમાં તુજ ચેતના,
પેલી શિખવજે સ્હેતાં મીઠી ઊર્ધ્વગામીની વેદના.

અજબ લહરી આવી પ્રારબ્ધિ ! પરમ સુહાગની,
અનુપ ગીતે ગાતી આમન્ત્રણા પ્રભુરાગની;
પીંચ્છ નવ તુજ બીડજે, સત્કારજે શુચિ ચન્દ્રિકા:
ઉડ, ઉડ, સખા ! વેરાશે તુજ પાંખમાંથી વસન્તિકા.

વસન્ત એટલે નવસૃજન: શિશિરમાં કરમાયેલાં—ચીમળાયેલાંનું નવપ્રફુલ્લન. વસન્તનો ઉત્સવ એટલે નવસૃજનનો નવપ્રફુલ્લનનો ઉત્સવ.

યુગે યુગે સંસાર નવો સરજાય છે. ૧૧૯૩ થી ભારતવર્ષમાં ઇસ્લામયુગ બેઠો: સંસાર નવો સરજાયો. આછા ઘેરા અનેક રંગો પલટી, દાખવી, ઇસ્લામયુગ મુગલાઈ સાથે આથમ્યો.

૧૮૪૮ પછી વળી ભારતવર્ષમાં નવો યુગ બેઠો છે. વરાળ, વીજળી, વિમાન; શાળાઓ, પુસ્તકશાળાઓ, શારદાપીઠો; ભાષણો, મંડળીઓ, સભાઓ, રાજસભાઓ; સ્વતન્ત્રતા ને સ્વતન્ત્રતાનામી સ્વચ્છન્દતા; લક્ષ્મીના ઉછળાટ ને ઓટનો નવયુગ બેઠો છે. ભારતવર્ષનાં સૈકાભીડયાં બારણાં ઉઘાડી એની કાળજૂની સંસાર-હવેલીઓમાં જગતના મહાવાયુ ઘૂમવા લાગ્યા છે. એ ઉઘડેલાં દેશદ્વારમાં થઇને ભારતની ચિરયશસ્વિની મહાપ્રજા આત્મસંસ્કૃતિનો થાળ લેઇને પૃથ્વીવાસીઓને પડખે જઇ બેઠી છે.

આ નવયુગમાં પૃથ્વી ન્હાની થઇ, ભારત વિશાળ થયો. જગતની મહાપ્રજાઓની મહામન્ત્રણાઓની રાજસભાઓમાં જઇને ભારત બેઠો.

દિશ દિશના એ જગતસમીરણોનો સત્કાર અને દિશદિશને એ આત્મપરિમલનાં કુંકમવધામણાં એ ભારતવર્ષનો વસન્તોત્સવ, એ ભારતવર્ષનો આજનો નવઅવતાર.

આ તો છે ગુજરાતનાં, ભારતનાં, જગતનાં નવસૃજનનો વસન્તોત્સવ.

૧૯૨૭ ન્હાનાલાલ દલપતરામ કવિ

ગુલછડી સમોવડી

એક સુન્દર બાલિકા હતી.
ભરેલાં ખેતરોની પગથીઓમાં,
સરોવરતટનાં વનકુસુમોમાં,
પુષ્પમતી પલ્લવકુંજોમાં,
તે ગાતી ગાતી આનન્દતી.
સ્હવારની ઉજળી વિમલતામાં,
સ્હાંઝની મીઠડી શીતલતામાં,
પંખી જેવી તે બાલા
પાંખ પ્રસારી ઉડતી.
સ્હામી તરુમાલની પાછળ
ઉઘાડા આકાશ નીચે
ત્હેના પિતા કોસ હાંકતા,

ગન્ધવતીને જલ પાતા,
ત્‍હાં તે જતી આવતી
અને વનદેવી જેવી
ઉગતા પાકને આશિષ દેતી.

એક વેળા વસન્તનું સ્‍હવાર
જગત ઉપર તડકાછાંયા ઢાળતું.
ગુલાબ ઉઘડયાં–ઉઘડતાં હતાં.

ઉપરનાં ભીનાં ઝાકળકણ,
પ્રિયનયનની કીકીઓ જેવાં,
કાન્ત ચમકાર ચમકતાં.

સરોવરની નિર્મળી ભૂરાશમાં,
પ્રાણમાં મહાપ્રાણ સમાસે તેમ,
વાદળ વિરમતું હતું.
પૂર્વમાં વડનાં ઝાડ હતાં,
વૃક્ષોમાં વૃક્ષરાજ શાં વિરાજતાં.
સૂર્યસૂવર્ણે રસેલાં ગામનાં છાપરાં
ત્‍હેમની પલ્લવજાળીઓમાંથી
ક્ય્‍હાંક ક્ય્‍હાંક દેખાતાં.

પશ્ચિમમાં લીલી આંબાની કુંજ હતી,
ત્‍હાં વસન્ત વિહરતી.
મહીં ન્‍હાનકડું સરોવરિયું હતું.

કોક સરોવરમાંથી,
કોક સરોવરિયામાંથી,
એમ ગામની વસ્તી પાણી પીતી.
નિર્મળ વ્યોમ, શાન્ત સરોવર,
ગમ્ભીર લીલમડી ક્ષિતિજરેખા,
કનકપાંખોનાં વેરાતાં પીંછાં સમી
પુષ્પોમાં રમતી કિરણકલાઃ
વસન્તવિભૂતિનો અનેરો સોહાગ,
વેલીના ફૂલહિન્ડોલે હીંચતો હીંચતો
વનના એક છોડ જેવો જ
એક તરૂણ નિરખતો હતો.
ત્હેના હાથમાં મોરલી હતી,
પણ તે છેડતો ન્હોતો.
આંબાની કુંજમાં કોયલ બોલતી,
વસન્તના સત્કાર ગાતી,
તે ગીત એક સાંભળતો.
ઓચિન્તો આનન્દસમાધિમાંથી
તે ઝબકી જાગ્યો.
કોયલના સમાજનો કલરવ
મંજુલ મંજુલ ત્હેણે સુણ્યોઃ
બુલબુલનો કેલિ કરતો સંઘ
ગુલાબમાં ઉડતો ત્હેણે જોયોઃ

વસન્ત વધાવવા જતી
સહિયરોનો નવરંગ સાથ
હસતો, નમતો, હલેતો,
કલ્લોલતો આવતો હતો.

"કુસુમ્બી ! ગુલાબ લેજે, હં !"

"તારા ! તું ચંપો વીણજે."

"મ્હારી મેનાને તો ને
ડમરાની કલગી ધરાવીશ:
ઘેરો ને જાંબુડીઓ ભેળા
બહુ ખીલશે ને ખલશે.
શણગારનું યે શાસ્ત્ર નથી ? સુભગા !
ત્હારા પોપટને તો, બ્હેન !
ગુલાબકળીઓની માળા
બહુ દીપાવડી—"

"ના, ના, વિલસુ !
મ્હેં તો કેસૂડાં ગૂંથ્યાં છે,
કિરીટ વેલીઝૂલાનો કરીશ."

સખીવૃન્દ ફૂલવેલી ભણી ચાલ્યું,
પણ ત્યહાં કોક ઝૂલતું હતું.

"અરે ? અહીં તો રમણ હોય છે !"
વિલસુ ગાજી ઉઠી.
સુભગાને શેરડા પડ્યા.
સખીસમાજ તારામંડળ જેવો
સ્તબ્ધ એકનયન ઉભો.
વિલસુ માત્ર આગળ આવી.
"રમણ ! સુભગાને વેલીફૂલઃ—
ને બાએ કહ્યું છે—"
"બાએ કહ્યું છે કે
વિલસુની સંગાથે જજે.
ત્હમે ક્ય્હાં જાવ છો ?"
ફૂલ વીણતાં રમણે પૂછ્યું.
"ના, ના; બાએ કહ્યું છે કે
રમણને વાડીએ મોકલજે,
ત્ય્હાંથી ફલફૂલ લાવશે.
અમારે આજ જોઇશે.
અમે વસન્તને વધામણે જઇએ છીએ."
"ના, ના; બાએ કહ્યું છે કે—
પણ લે આ ફૂલ.
કોને આપવાનાં છે ?"

વર્ષોના કોઇક સન્ધ્યાસમયે
નિસ્તેજ બાલચન્દ્ર ઉપર
મેઘધનુષના રંગ
આવી આવી ઉડી જાય છેઃ
વિલસુને ઝાંખે મુખડે
એવી લજ્જારેખા બેઠી,
ને બેસતાં ઉડી ગઈ.
ત્હેના સ્વર ધ્રૂજતા–ધીરા હતા.

"સુભગાના ખોળામાં આપ,
પોપટની કલગી કરશે."

બોલતાં બોલતાં
વિલસુનો અધરપલ્લવ ફરક્યો.
રમણનાં લોચનમાં
તેજનાં તીર સ્ફુરતાં દીસ્યાં.
તે બીજાં ફૂલ વીણવા લાગ્યો.
ફૂલડાંનો ખોબલો ભરી
પળમાં સુભગા પાસે ગયો.
વિલસુની આંખો હસવા લાગી,
રમણની આંખો ઉત્સાહિની હતી,
સુભગાની આંખો સ્નેહાંજની હતી.

રમણુસુભગાએ નયનનયનમાં
નિજ મૂર્તિઓ નિહાળી.
ગુલાબની પાંખડીઓનો જ
ગૂંથેલો હોય શું એવો
પરિમલિત પાલવ સુભગાએ ધર્યો.
રમણે હેને સત્કાર્યો-વધાવ્યો,
મ્હીં વસન્તની સમૃદ્ધિ વેરી,
સાથે હૃદય પણુ સમર્પ્યું.
ફૂલડાંની પાંખડીપાંખડીમાં,
આંખલડીનાં તેજતેજમાં,
મુખવલ્લરીની રતાશમાં,
હૃદયના અનિર્વાચ્ય ભાવ
મુદ્રાન્કિત શોભતા.
પરાગ ભર્યો વાયુ વાયો;
સુભગાનો સૌભાગ્યસાળુ,
સ્નેહજ્યોતિને આશ્વાસતો,
ઉર ઉપર ઝૂલવા લાગ્યો.
કોકિલકંઠે નમતું
ન્હાનકડા પ્રેમચંદ્ર શું
પ્રફુલ્લ મોગરાનું ફૂલ
દશ્યમાન થયું.

રમણુના હૃદયસાગરે
કંઇ કંઈ દોલહિન્ડોલ ડોલી રહ્યા.
દર્શનપાનની તૃષાર્ત સુભગા
રમણુમુખડે જ નયન પાથરી રહી.

"ઉપકાર થયો, રમણુલાલ !"

કેસુઅધર ફરકતી
બાળુડી વસન્ત કંઇ ગુંજે,
તેજની પૂતળી વાણી ભાખે,
એમ રમણુને લાગ્યું.
સ્નેહરાણીને નમન નમી
રમણુ ખશી ગયો.
તારાસખીઓમાં શશીલેખા જઇ રમે
ત્હેવી સુભગા સહિયરસાથમાં ભળી.
વિલસુ સાથે નયનવાર્તા વદતી
કિરણુકિરણુમાં સન્દેશ કહાવતી
સુભગા બાલાઓની આગળ ચાલી.
વસન્તના બહાર બહલાવતી
સહુ વસન્તવિલાસિનીઓ
આંબાની કુંજમાં અદશ્ય થઈ.

રમણ પણ સાથે જ હતો.
મોરલી ત્હેના હાથમાં હતી,
અને તે શાન્ત હતી.
માધુર્યને કોઇ અવગણતું હશે ?
આંબાની ઘટાઓ ગજવતું
કોકિલકેલિનું અમીવ્હેણ વ્હેતું,
પણ રમણ તે ન્હોતો સત્કારતો.
શ્વેત મ્હોરનાં ઝૂમખે ઝૂમખાં
વસન્તવૈભવીઓને ચમ્મર ઢોળતાં,
રમણ ત્હેનું દર્શને ન લેતો.
સુભગાના માધુર્યે રમણ રમતો,
અન્ય માધુર્યની પરવા ન કરતો.
સુભગાના સ્વર સાંભળતો,
ત્હેને પ્રેમગીત માનતો.
સુભગાના સાળુની ઝૂલોમાં
પ્રાણ ત્હેનો ઉછળતો,
સુવાસિત તનુદેશને આલિંગતો,
ચુમ્બનોથી અભિષેકતો,
ઊંડા ભાવે આરત રચતો.

મંજરી મ્હેકાવતા આંબાઓ
પાંદડાં અને ડાળો ગૂંથી

ઘનગમ્ભીર ઉભા હતા.
ત્હેમના ઘેરા ઘૂમ્મટ ઉપર
વસન્તલેખ સમોવડું
મ્હોરની લૂમોનું ભરત હતું.
વચમાં જલભર્યા વાદળ શું
ન્હાનું સરોવરિયું હતું.
ડોલતા આંબાઓની રેખા
ને વિમલમુખ વ્યોમખંડ
તેજછાયાના રંગો વડે
સ્હવારે જલ પર આલેખેલાં હતાં.
તરૂમાલા અને જલતટની વચમાં
વનછોડના ક્યારા હતા.
દેવબાલકો રાત્રિએ ત્ય્હાં
વસન્ત પૂજવા આવતાં,
મેઘરંગનાં છાંટણાં છાંટતાં;
વનરોપમાં ત્હેનાં અણુરેણુ
ફૂલ થઇ પ્રફુલ્લતાં.
મનુદેહી દેવાંગનાઓ શી
વિલસુ અને સખીરસિકાઓ
ક્યારાતીરે આવી ઉભી.
મુખમલ શી આછી ધરોમાં
પાછળ ફૂલડાંનાં પગલાં પડતાં.

મેઘછટા નીચેથી શશીરાજ
તારલીઓના વિહાર નિરખે,
આઘે એક આંબલિયાછાયે રહી
રમણ તેમ રમણીઓની રમણા જોતો.

આંબાવાડિયું વિશાળ હતું.
ત્હેની ઊંડી ઊંડી ડાંખળીઓ,
લીલા કો વાદળના ફણગા જેવી,
દૂરનાં ખેતરોમાં ભળી જતી.
ગહન ગુફામાંથી યોગીન્દ્ર ગાય,
ત્હેના મહામન્ત્ર જગતમાં સંચરે,
ભૂત ઉપરથી તરી આવી
વર્તમાન મહાસંગીતે ભરે,
અને ભવિષ્યને ભવ્ય જગાડે:
ફૂલપલ્લવવાસી કોકિલા
'વસન્ત' 'વસન્ત' વસન્ત' ની
પુરાણ મન્ત્રઘોષણા
તેમ નવચૈતન્યથી પુકારતી,
નિષ્ઠુર જગતને સુણાવતી.
આંબાવાડિયું સલ્લોલ બોલતું,
લીમડીઓની કુંજમાં ધ્વનિ પાડતું,
માનવકુંજે પડઘા વિરામતું.

ચન્દ્રઅદર્શને ય ચન્દ્રિકા વહે
ત્હેવી કોયલની ગીતમાધુરી
જગત ઉપર ઝીણી ઝરમરતી.
એકાકી રમણ ઉપર
ત્હેની ફરફર વરસી.
ત્હેણે તરત પ્રત્યુત્તર આપ્યો:
કુઊઅૂ.

આકાશનો મંડપ ગાજ્યો,
ઘટાખોળે નીંદરતા પડઘા
સચેતન થયા,
ક્ષિતિજમાં રમણનો સ્વર વિલીન્યો.

સુભગાએ પાછું ફરી જોયું:
ચપળા ચમકે અને ચમકાવે
એવું પ્રોજ્જ્વલ હાસ્ય હસતી,
રમણમુખડે પ્રતિપ્રભા પાડતી.

નિરખી નિરખી નયન થાકતાં
તે અભેદ્ય ઉંડાણમાંથી
કોયલનો પ્રતિરવ આવ્યો:
કુઊઅૂ.

પ્રમત્ત રમણુને આનન્દ પડયો.
સુભગાના સ્નેહસ્મિતપિપાસુએ
તરત ત્હેનો ઉત્તર વાળ્યો.
સુભગાએ રમણુ ભણી જોયું,
પોતાનો આછો સ્મિતપરાગ
રમણુની આંખોમાં આંજ્યો.

તરત કોકિલાએ કંઠ ખોલ્યો,
તરત રમણે પ્રતિનાદ કીધો;
પણ સુભગાએ ફરી
રમણુ ભણી જોયું નહીં.
સૌરભભારે ઢળતી માલતીવેલ શી
માત્ર સાળુની કોર સંકોરી.

પછી રમણે ઘટ્ટ ધ્વનિ કીધો,
પણ સુભગા જડપૂતળી રહી.

કોયલ અને રમણુના
વિલોલ વાર્તાવિનોદે
આંબાવાડિયું આખું જાગૃત થયું.
દૂર દૂરના કલ્લોલ સંભળાતા.
અનિલ ડોલવા લાગ્યો,
વનવન બોલવા લાગ્યાં:

ન્હાનકડી તરંગમાલાઓ
સરોવરિયામાં ઉછળવા માંડી,
ત્હેમાં કમળો ઝૂલતાં હતાં.
ક્રોધના દૃષ્ટિપાત ફેંકતી
વિલસુ રમણ ભણી વળી.
રમણને વદને હસવું હતું.

" અરે વાહ રે, રમણ ! "

કરચલિયાળા મેઘ જેવાં
ભમ્મર અને પોપચાં સંકેલી
તોફાની હાસ્ય હસતા રમણે
ઉત્તર આપ્યો: કુઊઅ્.

વિલસુ ચ્હીડાઈ, ગાજી:
" સુભગા ! તું કંઈ નહીં જ કહે ?
મલક્યાં જ કરીશ ? "

પ્રભાતના આકાશે ચ્હડતી
પ્રભાભર શુક્રબાલા સમી
સુભગા ધીરી ધીરી આગળ આવી.
કોમળ પ્રતાપ ધારણ કરતી,
કાન્તિ સઉ નયનમાં સમેટતી,

મુખ ઉપર પ્રેમલજ્જા પાથરતી,
પોપચાં નચાવતી
રમણને નિહાળી રહી:

"રમણલાલ !
મધુરીને ય નિર્દય શા વિતાડશો ?
બાપડી કોયલને કાં પજવો ?"

તોફાની યૌવન કુમળું પડ્યું,
શરમાળ બાળકના ભાવ
રમણલાલને ગાલે તરી આવ્યા.
સૂર્યને નિરખી નયન ઝંખવાય છે:
પ્રિયનાં દર્શન પામી
લજામણી શી પ્રાણલતા નમે છે:
વિનયનાં બીજ પણ સ્નેહમાં હશે ?

રમણ આંબા ઉપર જતો રહ્યો,
ઘટામાં મુખ ઢાંકી દીધું.
સુભગાની લોલવિલોલ કીકીઓ
પલ્લવરોમમાંથી નિરખતો
મેઘમંડળના આઘેના રવ શો
ધીર–અતિ ધીર રમણ બોલ્યો:
"કોક કોકિલા
કદી કદી ક્રૂર થાય છે."

## બીજની વિધુરેખ

તીરછા દૃષ્ટિપાતે જગ વધાવી
સહચરીઓ સંગે પરવરે:
સ્નેહનમણાં સ્મિતકિરણ ફેંકી
સુભગા તેમ સખિઓમાં ગઇ.
શૃંગારરંગી સલૂણી બાલાઓ
ન્હાનકડા પુષ્પરાશિઓ સમી
જલતીરે ઉભી હતી.
વસન્તના રસપૂજનનો
સુહાગી સમય થતો હતો.
ફૂલના સંચય સંચાતા.
પરાગની પ્રગલ્ભ સરિતા શો
કુમારિકાઓ પાછળ પાલવ ઉડતો.
આછી વાદળીમાંથી ફૂટતી
ચન્દ્રકિરણની વેલો જેવા
સાળુડે સન્તાતા કરદંડ
અને ત્હેનાં મણિકંકણ
નેત્રનેત્રમાં મનોહરતા આંજતાં.
સ્ફટિકદલ શી હસ્તસ્થલીઓમાં
સુમનસોહન્ત છાબો હતી.
આહ્લાદક શશિયર વદને

નિર્મળ રત્ન શાં નયન રાજતાં,
વનકાન્તિ ત્હેમાં સંકીર્ણ઼તી.
ઉભરાઈ જતા મુગ્ધ પ્રેમને
ચોળીમાં ઝાલી રાખેલો હતો,
ઉપર કુસુમોનો અભિષેક હતો.
મેઘમાર્દવ ઉપર તરતા
ઇન્દ્રધનુષના ન્હાનકડા ખંડો શી
સુકુમાર બાલિકાઓ
પરિમલમાં રમવા લાગી.
કુમુદદલમા સૂતેલી જલદેવીઓ
વસન્તસખીઓને અનુસરતી હોય
ત્હેવી ત્હેમની છાયાઓ
સરોવરિયામાં ઘૂમવા લાગી.
તારાએ પોયણાં વીણ્યાં,
સુભગાએ કમલ વ્હેંચ્યાં.

"કુસુમ્બી બ્હેન!
ત્હમને સૌ ફૂલ મળ્યાં ને?"
એક હાથે હૈયામાં લેતાં
કુસુમ્બીને વિલસુએ પૂછ્યું.

"પણ, વિલસુ બ્હેન!
વસન્તને આંબામ્હોર ગમે:

કોયલ મ્હોર ખાય છે
ને મીઠું બોલે છે.
રમણલાલ આંબે બેઠા છે,
મ્હોરનાં લૂમખાં ન દે ?"

"ઠીક સંભાર્યું, બ્હેન !
રમણ ! થોડીક મંજરીઓ આપીશ કે ?"

"આવીને લઈ જા તો સ્તો."
કુંજ ભરતા રમણના નાદના
પડઘા ઉઠી શમી ગયા.

"સુભગા ! જરી આવ જો !
ત્ય્હાં હું તારાની વેણીમાં
પેલું ન્હાનકડું કમલ ગૂંથી લઉં."

સુશોભિત હરિણમંડલ સમું
વિલસુ અને સખીવૃન્દ
સ્હામે તીર કમલ લેવા ચાલ્યું.
સુભગા મંજરીઓ લાવવા ગઈ.
ત્હેનાં સહસ્રકોટી રોમરોમમાંથી
'પ્રેમ' 'પ્રેમ' નીતરતો હતો.
પાંદડાંમાં ઝીણો વાયુ લહરતો હોય

ત્હેવા ધીરાશના શબ્દ આવતા:
" ત્હમે પાછાં આવ્યાં કે ? "

હવે દૂર ગયું જવાશે ?
પણ ત્રિલસુ બ્હેનની
મંજરીઓ આપો જી.
સૌભાગ્યચન્દ્ર કંઈ દેખાતા નથી ?
કુસુમ્બી તો આવી છે."

" અમે સાથે હતા;
પણ મોરલી લેવા
સુભગ પાછો ગયો.
ત્હમે વેણુપૂજા આજ કરનાર છો ને ?
ઝાંખુડે થઇ આવવાનો હતો,
વેલ્લીઝૂલે હું વાટ જોતો હતો."

" પણ પછી—? "

" સુભગા ! ત્હમે પૂછો છો ?
'પણ પછી !'—'પછી !'
'પછી' એ કેવો ભયંકર શબ્દ છે ?
જાણે ભીષણ રજનીનો પડઘો !
ધ્રુવમાછલી ધ્રુવને નિરખી રહે
ત્હેમાં ધ્રુવમાછલીનો શો અપરાધ ?

ત્હમારાં નયન નાચે
તેમ મ્હારૂં હૃદય નાચે
ત્હેમાં મ્હારો દોષ? સુભગા!
સ્નેહ જેના હૈયાને સ્પર્શે છે
તે પ્રાણ પરાધીન નથી હોતા?
અને હૈયાને સ્પર્શવું
એ સ્નેહદેવીઓનું ધર્મ્ય વ્રત નથી?
ત્હમે મ્હારા હૈયાને કાં અડક્યાં,
એ પ્રશ્ન મ્હને ઘટે?
હું કરૂં છું પણ?"

રમણ એક ડાળ ઉતર્યો,
ડાંખળીઓનાં ગૂંથણમાં બેઠો.
ફૂલજડ્યા ન્હાના રૂપાના છોડ શો
મંજરીઓનો ચમ્મર, વસન્તદંડ શો,
પંચશરની પણછના બાણ શો,
હાથમાં ડોલતો હતો.

"મનોહર રમણલાલ!
માથા ઉપર તો જૂવો જરી,
વસન્તનયનો ત્હમને વન્દે છે."

સહકારની રસધારાઓ શી
મંજરીઓની મોતીમાલાઓ

રમણ ફરતી ઉડતી.
રમણે ઊંચું જોયું,
પછી સુભગાને મુખડે
નયન પાથર્યું.

" ત્હમારી મંજરિયાળી ઝૂલમાં
મુજ પ્રાણતનુ ઝોલાં ખાશે,
ત્ય્હારે વસન્તનાં બાલક
ત્હમને લક્ષ્ય માની પૂજશે.
મનુપૂજા હજી દુનિયામાં છે, હો !
ત્હમને ક્ય્હાંથી સ્મરણ હશે ?
ત્હમે ન્હાનાં હતાં, સુભગા!
એક દિવસ ત્હમારી ફૂલવાડીમાં
ત્હમે અને વિલસુ બ્હેન
ફૂલ પરોવતાં રમતાં,
ને મ્હને ન્હોતાં રમાડતાં.
એક ડમરા પાછળ
હું આંસુ ઢાળતો હતો.
જાઈના મણિચન્દ્રક
ત્હમારી રેશમીસોનેરી લટોમાં
વિલસુએ ગૂંથ્યા, મ્હેં જોયા.
સુવાસન્હોતર્યો દોડી આવી

ત્હમારી પુષ્પિતા વેણીલતામાં
મ્હેં શીષ ઢાંકયું.
ફૂલફૂલની પાંખડીએ
ત્હમે મ્હારાં આંસુ લ્હોયાં:
ન્હાનકડા ભુજબન્ધે
મ્હેં ત્હમને વીંટી લીધાં.
બાલ કપોલ, કોમલ નયનો
ચુમ્બનધારાથી રાતાં કીધાં,
આપણા સ્નેહજીવનની અમીવેલ રોપી.
તે ચીરસ્મરણીય દિવસે
ત્હમારી સુમનશણગારી લટો
આ નર્તન્તી મંજરીઓ સમી હતી.
ત્હમને કંઇ સાંભરે છે? સુભગા!"

"બાળાપણુમાં આપણે
ત્હમારી વાડીમાં રમતાં,
ત્હમે મ્હને ઘેરતા, ચુમ્બતા,
મ્હને ત્હમે ગમતા, હું હસતી.
બીજું મ્હને કંઈ સાંભરતું નથી,"

"તેજઅધરે દેવ
આ મંજરીઓને ચુમ્બે છે,
ત્હેવાં નિષ્કલંક સાત્વિક

સરલ ભાવનાં એ ચુમ્બન હતાં.
ત્હમારાં બાલ નયને
મ્હને બાલ સ્વર્ગ દેખાતું:
ત્હેમના ઉપર સ્નેહમુદ્રા મૂકવા
મ્હને ય બહુ ગમતું.
ખુલ્લે વદને સ્નેહદાન દેતાં:
સુભગા ! એવું દાન દેશો ? ”

સુભગા હશી પડી.

“રમણલાલ !
વસન્ત ડંશી કે કોકિલા ?
આવા મધુરા ભિક્ષામન્ત્ર
ક્‌ય્હાં ભણી આવ્યા ?
એક વેળા ત્હમે લાજતા
ને ગુલાબ જેવાં દર્શન દેતા:
હવે ક્‌ય્હારે ફરી એવું લાજશો ? ”

“ નમણાં નેત્રનું લાજવું,
કમલકંઠનું સહજ નમવું,
તનુપલ્લવનું ઢળવું–નીતરવું,
સુભગા ! એ મુગ્ધ સ્નેહનાં વન્દન છે.
પણ કંઈ કુટુમ્બીઓ

એકબીજાને વન્દે છે ?
આપણે કુલકંદર્પ પીધો,
માત્ર જગતને જાણુ નથી.
હવે તો પાપમાં પગલાં પડશે
ત્ય્હારે લાજશું ને ઝાંખા પડશું.
ત્હમારા પ્રકાશમાં હવે ઝંખવાવું શું ! "

" નિરન્તર એવા નઠોર રહેજો,
માગી માગીને રસદાન લેજો:
સુન્દરીઓના રસભન્ડારને
પ્રભુની અક્ષત આશિષ છે !
ફૂલડાંને વસન્ત ચૂમે છે,
પરાગને અનિલ ચુમ્બન દે છે,
તો પ્રીતમ પ્રિયને—
પણ વિલસુ બ્હેનની
મંજરીઓ આપો જી. "

મણિકિરણ શા હાથ
સુભગાએ ઊંચા કીધા,
રમણે તે ઝીલી લીધા.
ચન્દ્રોદયના તેજપાલવ શી,
ક્ષિતિજ ઉપરથી ઉડતી
અમૃત ભરી ન્હાની વાદળી સમી,

સૂર્યનાથના સહસ્ત્રકિરણસુહાગી
ઉષાની તરતી મૂર્તિ જેવી,
બાલા ધરતી ઉપરથી ઉપડી,
ઘટામાં ઢંકાવા લાગી.
ઝઝૂમતા મેઘમંડલમાંથી
લટકતી સ્વર્ગસરિત શી
સ્નેહસરિતા સુભગા
ઘટા નીચે ઝૂલવા લાગી.
સાળુની કોર ત્હેની સરી પડી.
અન્તર્પટ સરકતાં
કાન્તિપૂર્ણ ચન્દ્રબિમ્બ
વ્યોમસાગરનાં મોતીઓમાં વિચરે
ત્હેવું ત્હેનું પ્રસન્નપ્રફુલ્લ વદન
મંજરીઓમાં તરવા લાગ્યું.
સુહૃદની અર્પેલી વૈજયન્તી માલા
કો કુમારિકા સંકેલી લઈ
હૃદયવસનમાં સંચે,
સુભગાનો સુન્દર તનુહાર
રમણે તેમ હૃદયે સ્થાપ્યો.
ત્હેના ગાલ ઉપરથી
લજ્જારેખાઓ ધોઈ,
ત્હેના મુખનું સુધાપાન લીધું,

લાલ લોચનમાં વિરાજતા
પ્રાણને વળી વળી ચુમ્બ્યો,
ચન્દ્રપાંખડી શા લલાટપ્રદેશેથી
પરમ સૌભાગ્ય પીધું,
વસન્તદાનનો આદર દીધો.
ફૂલની પૂતળી શી સુભગા
રમણને રમાડવા હેતી.
ઉઘડી ઉઘડી મીંચાતાં
ત્હેનાં નયનકમલમાં,
ત્હેના મૃદુ દેહસંકોચમાં,
ધ્રૂજતા અધરપલ્લવમાં,
અન્તર્યામી સ્નેહસામ્રાજ્યની
રમણ સાક્ષી અનુભવતો.
લાડકડી ફૂલવેલીને અનિલરાજ
અડપલે અડકે,
રમણ એવું સુમધુર સ્પર્શતો.
ચન્દ્રકિરણ ઝીલતાં ઝીલતાં
કુમુદપત્ર ઉઘડે ને ઝૂલે,
રમણની રસકાન્તિ સત્કારતાં
ત્હેવાં સુભગાનાં લોચન વિકસતાં.
વસન્તના સુવર્ણકટોરા શાં
સુરેખ ચંપકકુસુમોમાં

પ્રભાતની ગૌર પ્રભા ઢળે,
કાંચનવર્ણી સુભગાની શોભામાં
પ્રીતમનો પ્રેમાત્મ તેમ ઝરમરતો,
હૈયામાં ઉતરતો.

"સખે ! આમ ને આમ
એકબીજાની કરલતામાં
સ્વર્ગે સંચરીએ તો કેવું ?"

"સ્વર્ગ ? સુભગા !
સ્વર્ગ ને સ્નેહ શું જૂજવાં છે ?
જૂજવાં હોય તો શું લેશો ?
સ્વર્ગ કે સ્નેહ ?"

"સખે ! ક્ષમા કરશો ?
આમ ને આમ પ્રેમઉછંગે
પ્રભુ રહેવા દે તો
સ્વર્ગની શી પરવા છે ?
સ્નેહદેશના ઉત્કર્ષઉલ્લાસ
દેવભૂમિ જેવા નથી શું ?
સ્વર્ગવાંછના એ માટે છે કે
સ્વર્ગ સ્નેહભૂમિ છે:
પરમ ઉદાર, પરમ સાત્ત્વિક.

બાકી તો સ્નેહી ને સ્નેહ
તે દેવ ને દેવદેશ જ છે સ્તો."

પુનરપિ રમણે સખીને
હૃદય સરસી લીધી,
ચાંપી ચાંપી જીવમાં જડી.
ફરી ફરી ચુમ્બન દીધાં.
ફરી ફરી પ્રાણ પીધા.
નક્ષત્રરાશિ શી મંજરીમાલામાં,
વસન્તરાણીની પટવલ્લરીમાં,
ડોલતી ઘટામાં, વનવનમાં,
'પ્રેમ' 'પ્રેમ' થઇ રહ્યું:
કંઇક નવલ ઓજસ્‌નાં કિરણ
સ્ફુરતાં લાગ્યાં.

"પ્રાણની પરમ ચેતના
તે પ્રેમ છે, સુભગા!
પવિત્રતાનાં ઉન્નત સત્યો
સ્નેહીને દર્શન દે છે.
ત્હમારૂં રસજ્ઞાન, સુભગે!
હું જગતને જણાવીશ,
મ્હારી વેણુમાં વાઇશ."

ભર્યો ભર્યો મેઘ

વિદ્યુલ્લતાને ખોળે લે,
પ્રણયપ્રભાની વેલડી શી પ્રિયને
તેમ રમણે અંકે મૂકી.
કાળી કોયલ શી મોરલી
હાથમાં લીધીઃ
ઊંચે જોયું, નીચે જોયું,
દિશામંડળમાં જોઈ
સ્નેહાંગુલી શી અધરે ધરી.
રસસંગીતમાં પ્રાણ ફૂંકતો
પણ ઓચિન્તો અટક્યો.
અનેરાં ગહન ગીત
કોયલ લલકારતી હોય,
મીઠી ખુલ્લી હલકે
વસન્ત સ્નેહગાન ગાતી હોય,
વનના અનિલબાલ
મંગલ આલાપ આલાપતા હોય,
ત્હેવી વિલોલ મોરલીની કેલિ
સ્હવારનાં તેજ વીંધી
પલ્લવપલ્લવમાં વહવા લાગી,
સરજલમાં ઝલકવા માંડી.
રમણે, સુભગાએ
વેણુનાદ પારખ્યા, હસ્યાં.

"લમ્બાવેલા સ્વર મધુર આ
વ્યોમ મધ્યે તરે છે,
પુષ્પે પુષ્પે વિટપ વિટપે
નૂતન શ્રી ભરે છે:
જો ! જો ! આવ્યો વન જગવતો
પ્રેમભીનો રસેન્દ્ર,
વ્હાલી ! ત્હારી રસિક સખીનો
રમ્ય સૌભાગ્યચન્દ્ર."

નમેલું ગુલાબ બીડેલી કળીને
કંઇ કહેતાં કહેતાં ચુમ્બન દે
એમ રમણલાલનો ગાલ
સુભગાના ગાલને અડકતો.

દૂરથી ધ્રૂજતો સ્વર આવ્યો:
"સુભગા ! હજી ય તે
મંજરીઓ ન લાવી કે ?"

ખરતા તારાની સપ્રભ રેખ શી
રમણે સુભગાને ઘટા નીચે મૂકી,
મનોહર કંદર્પકલાપ શી
મંજરીઓની કલગી આપી.
લજ્જાભીની સુભગા

એકાકી હરિણી શી
વિલસુ ભણી ચાલી.

"વિલસુ ! વિલસુ !
પીંપળાનું પાન ન ફરકે
એટલી ફરકે છ શાની ?"

સુભગાએ વિલસુ ફરતી
કરમાલા વીંટી લીધીઃ
ગૂંથાએલી અમૃતવેલીઓ સમી
સખીઓ સરોવરિયે જઈ ઉભી.
કુસુમ્બી ત્ય્હાં હતી.

"વિલસુ બ્હેન ! સુભગા બ્હેન !
ત્ય્હારે હવે આપણે
વસન્ત ક્ય્હારે વધાવીશું ?"

"હમણાં સૌભાગ્યભાઈ આવશે,
ને પેલા કદમ્બમાંડવડેથી
ફૂલ લાવી આપશે,
એટલે વધાવીશું, હં !
ફૂલ વિના વધાવાય કંઈ ?"

બાળાના વાળ રમાડતી
સુભગાએ ટાપશી પૂરી.
અણુમીંચી આંખે વિલસુ
કુસુમ્બીનો કેશકલાપ નિરખતી હતી.

"પણ આ મોરલી
સૌભાગ્યભાઇની જ વાગી:
એવી મોરલી કોણ બીજું વાય ?
એ તો પેલા ઝાડ નીચેથી નીકળે."

ધવળ મેઘના ડોલતા શિખર શો
ગમ્ભીર રમતિયાળ ગતિથી
સૌભાગ્યચંદ્ર આવતો હતો.
આંબાની ઊંડી લીલી કમાનમાં
પાછળના ભૂરા ગગનપાટ ઉપર
ત્હેની સારસપ્રતિમા લલિત દર્શાતી.
વસન્તે સૂકા મ્હોર
ત્હેના ચરણમાં પાથર્યા હતા.
મોરલી વગાડતાં વગાડતાં
એની રસઆંજી આંખો
વનપલ્લવમાં તેજ ઉડાવતી.
સરોવરિયાની કુંજમાં આવતો

સુભગાએ ત્હેને જોયો.
વિલસુનો વિનિત પ્રાણ
કીકીઓમાં ચમકતો હતો.
ત્હેની ઉપર તીરછી નજર નાંખી
સુભગા હશી પડી.
ત્હેને સોડમાં લઈ ચાંપી.
પછી કરલતા ઉકેલી લઈ
ધીરે પગલે આગળ ચાલી.
સખીપ્રેમ ત્હેનાં પગલાંને પ્રેરતો.
જરી આગળ જઈ
પ્રફુલ્લ ફૂલછોડ સમી
એક ફૂલછોડ પાસે ઉભી.

"સૌભાગ્યભાઈ!
પેલાં કદમ્બફૂલ લાવશો કે?"

ગુલાબના ક્યારામાંથી ઉપડતા
બુલબુલના બોલ શો
સુભાગાનો મીઠો કંઠ
સરોવરિયું વીંધી
ઘટામાં ગાજી ઉઠયો.

"હા, સુભગા બ્હેન !
પણ કુસુમ્બીને મોકલશો જરા,
મ્હારી મોરલી લઇ જાય."
ઘટ્ટ પડઘા શો ઉત્તર આવ્યો.

મેના જેવી કુસુમ્બી
કિલકિલ કલ્લોલતી
ફૂલપગથારમાં થઇ ઉડી,
ને પળમાં મોરલી લઈ આવી.
સૌભાગ્યચન્દ્ર કદમ્બ ભણી વળ્યો,
ઘડીમાં ઝાડી ખડખડાવી
ફૂલની અંજલી ભરેલો
નીચે છાયાઓમાં ઉભો હતો.
દિશદિશમાં કિરણ ફેંકતાં
અનંગદેવના રમણદડા શાં
કદમ્બનાં ફૂલ ઉછાળતો
તે સરોવરિયે આવ્યો.

"સૌભાગ્યચન્દ્ર !
મોડા આવવું ને મોરલી વગાડવી !
હૈયાં કોઈનાં વીંધવાં હોય
તો હેત નવ હારીએ, હં !

આપો વિલસુબ્હેનને ફૂલ.
કુસુમ્બી ! સૌભાગ્યભાઇ
સહુને વેણુ વાતાં શીખવે છેઃ
ત્હને ય શીખવી છે ને ?"

"હા, એક ગીત શીખવ્યું છ.
તારા ! ગા, હું વગાડું."

દેવદેવીઓ આગળ ખેલતી
પરિમલની પૂતળીઓ શી
બાળાઓએ સંગીત આદર્યું.
ન્હાનકડી તારા ગાતી હતી,
બાળુડી કુસુમ્બી વગાડતી હતી.

સખિ ! નવવસન્ત સુર મધુમધુરા ધીરા લાવશે,
સખિ ! નવકુસુમો પૂરશે સમીરે સૌરભભાર;
સખિ ! નવરસીલી કાન્તિ નયનનયનમાં આવશે,
ત્હારે સંભળાશે કંઈ પ્રીતમના ગુંજારઃ
કૂલડાં ! પ્રિયના હૃદયે જઇને કહેજો એટલું.

આંબાવાડિયું શાન્ત હતું.
લીલી ક્ષિતિજરેખા ઉપર
ગીતના નાદ ઉઠતા-શમતા.

પરિમલિત અનિલ લહરતો,
મોરકલા સમોવડા
બાલાઓનાં પરિધાન લ્હેકાવતો.
રોમરોમમાં પ્રોજ્જવલ પ્રગટતા
વિલસુના પ્રાણને સ્પર્શી સ્પર્શી
કંઇ અનુપમ ચેતન સળગાવતો.

"દેવી ! આ ફૂલ."

વિલસુએ પુષ્પ સત્કાર્યાં.
ત્હેના પરાગપાનનો પ્રશ્ન,
અન્ય એક મહાપ્રશ્ન સંગાથે,
વિધાત્રીને પૂછયો.

"સૌભાગ્યબાઇ ! મ્હને ફૂલ.
તારાને એક, એક તારાને."

ત્હેમને અક્કેકું ફૂલ આપ્યું.
"ત્ય્હાં કદમ્બ નીચે બહુ વેરાયાં છે."

બન્ને બાલાઓ દોડી ગઇ,
ઝાડ નીચે વનહંસ સમી
ફૂલમોતીડાં વીણવામાં ગૂંથઇ.

કળી, પુષ્પ, પલ્લવ-
વનલીલા સંઘરતી અન્ય બાલાઓ
રોપાઓમાં ઢંકઈ હતી.
વિલસુ, સુભગા ને સૌભાગ્યચન્દ્ર
અટપટા મૌનવ્રતી શાં ઉભાં હતાં.

"સુભગા! તું વગાડ જો!
મ્હને ય આવડે છે ને!"
કંઇ સ્વપ્નમાંથી જાગતી જેવી
ઊંડુ ઊંડુ વિલસુ બોલી.

"નહીં આવડે તો
આપણે બે ય શીખીશું.
વેણુ વાઇ ઉર ડંખતાં તો
સૌભાગ્યભાઈ સૌને શીખવશે.
ઉભી ર્‌હેજે હં,
બીજી મોરલી લાવું રમણલાલની."

મન્દ મન્દ પગલાં ભરતી સુભગા
રમણની મોરલી લેવા ચાલી;
જાણે પરાગભારવતી
અનિલની લહરી જતી હોય ને!

જીવનની ધન્ય પળ જોઇ છે ?
ત્હેનો સત્કાર કેવો કર્યો હતો ?

ઉપર આકાશ નિર્મળ હતું,
મહીં તેજના તરંગ ઘૂમતાઃ
નીચે ધરા લીલમલીલી હતી,
મહીં વસન્તના વૈભવ વહતાઃ
પણ વિલસુ કે સૌભાગ્યચન્દ્ર
કંઇ ન્હોતાં નિરખતાં,
માત્ર આત્માના શબ્દ સુણતાં.

સુખદુઃખ સ્પર્શાસ્પર્શનાં છ ?
બાળી ભસ્મ કરતી વહ્નિજ્વાલા
સ્નેહસતીને-ધર્મસતિયાને
કાં દઝાડતી નથી ?
વિલસુસૌભાગ્યચન્દ્રની દેહવલ્લરીઓ
નિકટ પણ નિરાળી હતી,
ઇન્દ્રિયોનાં અંગ સંકેલેલાં હતાં,
લોચનની મનમોહન લગની
પણ ન્હોતી લાગેલીઃ
સ્નેહદમ્પતી કાં સુખી હતાં ?
સંસારનાં સુખદુઃખ

દેહના સ્પર્શાસ્પર્શનાં નથી,
પ્રાણનાં સ્પર્શાસ્પર્શનાં છે.
વિલસુ ને સૌભાગ્યચન્દ્રના
પ્રાણ પ્રાણને ચુમ્બતા,
ને સચ્ચિદાનન્દની ઝડી વરસતા.

પ્રાણપ્રાણની રસકથા તે સ્નેહ:
વિલસુસૌભાગ્યચન્દ્ર સ્નેહવિમાને ઉડતાં.

અધક્ષણ વીતી, ક્ષણ વીતી;
ચેતનના અનામી યોગ
પૃથ્વીની જડતામાં ચિરંજીવી છે કંઈ?
પ્રભાતનાં પ્રફુલ્લ પોયણાં સમી
ઢળેલી નેત્રપાંખડીઓ ઉઘડી,
મૃદુમધુરાં કીકીનાં કિરણ
અન્યોન્યને મુખડે રમવા લાગ્યાં.
ક્ષણ વીતી, બે ક્ષણ વીતી;
વિલસુને વદને પ્રેમઉષ્મા ચ્હડી,
ને નયનો નયનોમાં ડૂબ્યાં.
એ પલકના પ્રેમદ્વાર ઉપર
કંઈ કંઈ નટવર નર્તી ગયા.
'નાથ' કહી વિલસુ નમી પડી,
શતઝરણો ફૂટતી દ્રવવા લાગી.

"સ્નેહ ફોરમતી આંખડલી
કદમ્બના ફૂલ સરિખડી
વિલોલ જ્વલે છે :
વિલસુ ! ત્હમે જાણો છે ?"

ફૂલભારવતા પાલવથી
નમેલી લતા શી વિલસુ
આંખડી આવરી ઉભી,
વસન્તને ય વિસરી ગઈ.

" ત્હમારાં બાલનયનો પર, વિલસુ !
દેવાંગનાઓની શ્વેત પાંખો ઝઝૂમતી,
ઓળા પાડતી, કાન્તિ સીંચતી.
સહસ્રકોટી કિરણવન્તો સૂર્યરાજ,
ચન્દ્રિકાના અમૃતસરોવર શો
પ્રશાન્ત રસનિધાન સોમદેવ,
ઉડતી નર્તતી વિદ્યુલ્લેખા,
સ્મિતસોહાગી મેઘધનુષ્ય,
પ્રભાના પાલવ પાથરતા ધૂમકેતુ;
ગગનમંડલે વિહરતી સહુ તેજમંડલી
ત્હમારી કીકીને તટ ઉતરતી,
અમોલી વિભૂતિએ વધાવતી.

બાલે ! તે વિલાસભભૂકતાં લોચન,
તે નાનાભાવશોભતી કીકીઓ
આજ મ્હારા ઉપર હસે,
જરી-સહજ-મીઠડું કંઈ લટે,
એટલું મ્હારૂં સૌભાગ્ય છે ?"

" કાલાવદ્યે ય એના એ ર્‌હેશો !
સૌભાગ્યચન્દ્ર ! મ્હારી આંખોમાં
તે એવું શું દીઠું છે, ક્‌હેશો ?"

સૌભાગ્યચન્દ્રની પાછળની
વસન્ત ઉપર હસતી હસતી
વિલસુ બોલ બોલી.
ઊંડા ઊંડા કો તત્ત્વનાં
દેવમન્દિરે કંઈ દર્શન લેતો હોય,
સૌભાગ્યચન્દ્ર એવો એકટશી હતો.

" કરુણાભર્યાં કૃપાકટાક્ષ
નિર્મળા વિલાસવૈભવ,
સ્નિગ્ધ કોમળું હૃદય,
સ્વર્ગગીત ગુંજતો આત્મ,
અનન્ત વિશ્વનો સાર,

મધુર પ્રેમ, પ્રભુતાઃ
પ્રિયતમે! ત્હમારાં નયનમાં
મ્હેં તે સહુ દીઠું છે.
ત્હેમના આદેશ ઉકેલવા,
તે નયનના સન્દેશ સ્હમજવા,
એ જીવનની સૌભાગ્યશોભા છે."

નીતર્યાં મેઘ સમોવડી
સૌભાગ્યચન્દ્રની મુદ્રા દીન હતી.
વિલસુ તે સહી ન શકી.
આંખડલી મીંચી દીધી,
ઇન્દ્રદંડના ખંડ સરિખડી
ત્હેના હઇડે પડી વિરમી;
ત્હેની ઝાંખી મલીન રેખાને
નવરંગ ઓજે અજવાળી.
એ પ્રેમયુગલનાં દર્શન કાજે
વનનયન શાં કુસુમો
રોપાઓ ઉપરથી ડોકિયાં કરતાં.
સ્હવાર આથમતું હતું,
શીતળી છાયાઓ સંકેલાતી.
પ્રભાકિરણો ઉષ્ણુ થતાં;
દિશાઓએ બાંધેલા અનિલ

સ્થંભી જતા હતા.
કુસુમોને મુખડે પામરતા પથરાતી;
પ્રકૃતિને વિરાટદેહે
દિનચર્યાનો થાક ચ્હડતો હતો.
છતાં ભૂં ભૂં નર્તન્તો ભૃંગરાજ
ક્યાં મહલોલ ડોલતો ?
ને વસન્ત ઘડી નીંદરતી
ત્હારે આ દિલફૂલડાં
ક્યાં પ્રભા સમ પ્રફુલ્લતાં ?
એવું હશે કે
આત્માની રસવસન્ત ખીલે
ત્હેની વનવસન્ત ખીલો વા કરમાવ ?
અન્તરમાં અમીનાં સ્રોત સ્રવે
ત્હેને જલ છાંટો કે જ્વાલા ?

"પ્રિયે ! પ્રિયતમે ! વિલસુ !
ત્હમારૂં સૌભાગ્ય અખંડ રહો !
પ્રભો ! ત્હેમના પ્રેમને યોગ્ય
આ પત્થરને પમરાવ."
વિલસુને સત્કારતા સૌભાગ્યચન્દ્રે
આકાશભેદી દૃષ્ટિ ફેંકી,
ઉરનો અભિલાષ ઉચ્ચાર્યો.

પ્રિયતમના શબ્દ સુણી
સ્વપ્નદેશથી વિલસુ જાગી–ઉતરી.
જલમાંથી ઉપડતા કમલ શી
ઊર્ધ્વમુખ સુકુમાર વિલસુ
સૌભાગ્યચન્દ્રને નિહાળી રહી.
દ્‌હાડમના ફૂલનો અમીરસ
કોકિલા પ્રાશે એવું
અધરદલને ચુમ્બન દઈ
અન્તરમાં અનેરી કેલિ જગાડી
વિલસુ છૂટી પડી.

" સૌભાગ્યચન્દ્ર ! ક્ષમા કરજો.
હૃદયનાં પૂર ઘમઘમે
ત્ય્હાં અબળાનું શું બળ ?
સ્નેહદીનતા ત્‌હમારી ન સહી શકી. "

" વિલસુ ! દયા, કૃપા, ક્ષમા
એ દેવના ભાવ છે,
તમ સમાં દેવસત્તમનાં એ દાનઃ
હું મનુબાલ પાસે કાં યાચો ?
વિષવતું કહો છો તે
વિશ્વ પણ એક દિન

આપણી યુગલતા કબૂલશે.
હૃદયંગમે ! પ્રભુની પૂજા આદરો
ત્ય્હારે મ્હને સંભારજો.
પ્રભુજીના દરબારમાં તો
આત્મદાનને લગ્ન કહે છે;
શુદ્ધ, સત્ય ને સાત્ત્વિક."

"સૌભાગ્યચન્દ્ર ! પ્રભુને ત્ય્હાં
કોઈ વૈધવ્યદશામાં નહીં હોય ?"

"સરલ બાલે ! પ્રભુનું ધામ
પ્રેમનું પરમ મન્દિર છે;
ત્ય્હાં એકલદશા કેવી ?
ત્ય્હાં સૌ બેલડીએ વિહરે છે.
નથી ત્ય્હાં કૌમારના કરમાશ,
કે નથી વૈધવ્યની વિરૂપતા.
રસસૌન્દર્યના શ્વાસોછ્વાસ
પ્રાણને પ્રસન્ને છે ત્ય્હાં."

"પણ–ત્ય્હારે–નાથ !
પૂરેપૂરી ક્ષમા બક્ષશો ?–"

"વિલસુ! 'પણ' 'મ્હારે'
એ ભ્રમણાની અન્ધારી છે,
અશ્રદ્ધાની નિરાશા છે,
સ્નેહઘાતનું પાપ છે.
વિશ્વના સકલ હસ્તમેલાપન
પ્રભુને–કે જગતને ય તે–
લગ્નચોપડે નથી મંડાતા:
પ્રેમલગ્નને વધામણાં દે છે
શું જગત કે શું જગતનો સ્વામી.
પ્રેમલગ્નની વિધવાને
પુનર્લગ્ન સમું પાપ નથી;
દેહલગ્નની વિધવાને
પ્રેમલગ્ન સમી મુક્તિ નથી.
ત્હમારો મ્હારામાં સ્નેહ હોય તો–"

"એવું મા બોલશો,
એવું મા બોલશો, સૌભાગ્યચન્દ્ર!
એવું ક્રૂર મા બોલશો.
અદ્વિતીય પ્રેમપુષ્પે ત્હમને પૂજું છું,
ત્હમે મ્હારા જીવનની પૂર્ણિમા છો,
મ્હારા સૌભાગ્યના ચન્દ્ર છો."

નવરંગ ફૂલડાંની વેલ શી
વિલસુ સૌભાગ્યચન્દ્ર ઉપર લચી પડી;
વૈજયન્તી માળા સરીખડી
સ્નેહરાજને કંઠે ઝૂલવા લાગી,
હઇડે હઇડાનાં જલ અભિષેકતી.

" દેવિ ! ક્ષમા વિનવું છું;
ત્હમારા હૃદયની સુકુમારતા
જ્ઞાનાટવીમાં વિચરાવતાં વિસર્યો.
જ્ઞાન કર્કશ હશે શું ?
દાંતને કર્કશ લાગે
તે ભોજન નહીં,
આત્માને કર્કશ લાગે
તે સત્ય નહીં.
સૌભાગ્યના સૌભાગ્યનાં રાણીજી !
જગતે સુન્દરીસંઘ બે વિધના છે;
સરિતાને આરા તો બે જ હોય;
સ્નેહને આ તીર ને સ્નેહની પાર;
કુમારિકા અને લગ્નવ્રતિની.
'વિધવા' એ શબ્દભ્રમ છે,
વસ્તુસ્થિતિનો વિપર્યય છે.
સંસારલગ્ન પ્રાશેલી સુન્દરીઓ

કંઇક કુમારિકાઓ હોય છે;
સંસાર કુમારી માનેલી બાલાઓ
કંઇક લગ્નવતિનીઓ હોય છે.
દેવિ ! ત્હમે કુમારાં છો,
સુભગા બ્હેન લગ્નવતિની છે.
આપણું લગ્ન થશે–"

"હજી લગ્ન બાકી છે ?"

ઉષાનો પાલવ એક કરમાં લઈ
ત્હેનું કેસરવરણું સૂર્યમુખ
દિનરાજ બીજે કરે ઉપાડે,
દેહલતા એક કરકિરણે એમ સંકેલી
પ્રેમપાંદડી શા કપોલે
બીજો કર ચાંપી
સૌભાગ્યચન્દ્રે વિલસુનું
મુખારવિન્દ ઉપાડયું.
અશ્રુનાં બિન્દુ લ્હોયાં
ને કીકીને પુનઃ પ્રકાશથી આંજી.

હર્ષનાં પણ અશ્રુ કાં હશે ?
હર્ષશોક ઉભયનાં ઝરણ
મનુરાજ ! એક સરોવરમાંથી વહે છે,

ને તે સરજલ હર્ષશોકનાં નથી.
રાજમહારાજના રાજતેજને
હર્ષ મા ક્‌હેશો, શોક મા ક્‌હેશો;
ઉત્કર્ષના આરોહઅવરોહે ડોલન્તાં
પરમ કલ્યાણનાં નીર છે તે.

" કેવી સોહાગી પળ !
અહા ! સૌભાગ્યનાથ !
એક દિવસ રજની રાણીના લલાટે
પૂર્ણિમાનો ચન્દ્ર રાજતો મ્હેં જોયો છે;
શું ત્હેની ભરછક લહરીઓ !
શું ત્હેની અહ્લાદક રેલમછેલ !
સૌભાગ્ય ! મ્હારે ભાગ્યે
એથી એ સુન્દર વિરાજજો, હં !
અલબેલા મ્હારા રાજવી !
કુમારી તો અમાસની રજની:
એકલી ને અન્ધકારને વગડે:
મ્હારા દિનનો તો દિનમણિ ઉગ્યો:
સુન્દર, શાશ્વત ને સ્નેહસલૂણો.
કુમારાંનાં જીવનખેલન, નાથ !
મ્હને નથી રુચતાં હમણાં હમણાં."

" પ્રિયે !–માફ કરજો, દેવિ ! "–

" હા, પ્રાણાધાર ! "

" પ્રિયતમે ! રસિક, મનગમતી
પ્રેમ પરમ પરતન્ત્રતા છે,
આત્માની અર્પણદીક્ષા છે,
પુરુષપ્રાણે સુન્દરીનું સ્વામીત્વ છે.
ઝળહળતો પ્રચંડ સૂર્યપ્રતાપ
વિહાસિની ચન્દ્રબાલાને હઈડે ઢળી
મનોહારી મહિમાવાન જ્યોત્સ્નિકા સમ
પરાવર્તને વિશ્વમન્દિરે સ્ફુરે છે:
સ્વચ્છન્દ વ્યક્તિભાવની ત્હેવી
પ્રતાપવન્તી કૌમારની વિલાસવૃત્તિ
પ્રિયહૃદયે સંચરતાં
પ્રેમભાવનારૂપે પુનરુદય પામે છે.
મ્હારૂં કૌમાર, સ્નેહસુન્દરે !
ત્હમારા રસાત્માને અધીનું છું.
શરણે છે, ઉદ્ધારજો, દેવિ !
ચરણે છે, ઉછેરજો, વિલસુ ! "

"પ્રિયતમ સૌભાગ્યચન્દ્ર !
આંખડીમાં અવનવું આવે છે.

નિર્મળા વ્યોમસાગર ઉપર
કો વિહરન્તી દિગ્વાસિની શી
તારાસખી તરી આવતી હોય,
નીલઘેરા સરોવરજલમાંથી
મોતીની સેર સરિખડી
તેજની કિરણરેખ ચ્હડતી હોયઃ
એવું કંઈ દર્શન દે છે.”

“દેવીની રસિકતાની
પ્રિયતમે! તે પ્રતિરેખ છે.
આજ આપણી રસપૂર્ણિમાનું પર્વઃ
સૂર્યચન્દ્રની કિરણધારાઓ, પ્રાણ!
સન્ધ્યાએ એકબીજામાં ઢળે છેઃ
બ્રહ્માંડમેખલા શી રસમાલા
આત્મકિરણો ગૂંથે છે, વિલસુ!
તે રસમાલા આપણી વરમાલાઃ
વિધિઆચાર તો, રસિકે!
સંસારજ્ઞાનની સંજ્ઞાઓ છે.
પ્રકાશના મહાધોધ સમાં
વિલસુસૌભાગ્યચન્દ્રનાં જીવન
હવે ભવ્ય ગીત ગજવશે.
વિશ્વરક્ષી આકાશનાં ગહ્‌વર

ત્હેના પ્રતિઘોષ પાડશે,
અને દેવલોકમાં જાણ થશે
કે મર્ત્ય સૃષ્ટિના સુખસાગરને તીરે
બે દેવબાલકોનું સ્નેહલગ્ન થયું.
પ્રિયદર્શને! આપણા જીવનની
આ પરમ ધન્ય પળ છે,
દેવજીવનની એ ઉદયરેખ છે."

વિલસુનું મસ્તકકમલ
સૌભાગ્યચન્દ્રના ઉષા શા હઇડે
શુક્રમુખ શું વિરાજતું હતું.
નીલમણિને માણેક ચુમ્બન દે,
વિલસુના નયનદલે ત્હેવી
સૌભાગ્યચન્દ્રની અધરપાંખડી
બેસી બેસી ઉડી જતી.
પ્રેમયુગલને વધાવતી
પાસેનાં કુંજફૂલમાંથી
ધીરી ધીરી બંસી બજી.
કુમારીએ એક ચુમ્બન લીધું,
છૂટા પડતાં સૌભાગ્યચન્દ્રે
ફરી ત્હેનો નયનપ્રેમ પીધો.
નવલ રસ નીંગળતાં ઉર લઈ

પ્રીતમપ્રિય વિખૂટાં પડ્યાં.
રસવિધાત્રી વસન્તિકા,
વિલાસવિહાસનું વિમલ વ્યોમ;
વનનાં નિર્દોષ કુસુમો,
ત્હેમના હૃદયભાવ ઉપર
સ્મિતવતી દૃષ્ટિથી જોતાં હતાં.

ફૂલડાંમાં રમતી સુભગા આવી.
કંઠમાં મંજરીઓની માળા હતી.
સંગમાં રમણ હતો,
તે કલ્લોલતી મોરલી વાતો.
સૌભાગ્યચન્દ્ર ને રમણનાં
નયન નયનમાં ઢળ્યાં,
પ્રાણ ઉડી પ્રાણ શું
વાતો કરવા લાગ્યા.
સ્નેહસામ્રાજ્યે વિહરતી
વિનીત ત્રિલસુને સુભગાએ
સ્હોડમાં-હૈયામાં લીધી.
મોરલીની મોહનીમાં રમણે
વસન્તગીત ગાવા માંડ્યું.
સહુનાં હૃદય ડોલવા લાગ્યાં,
અલૌકિક કો ભાવનાને હિન્ડોલે

મદભર હિન્ડોલવા લાગ્યાં.
સંગીતસ્રોતને મધુરે આરે
હરિણુનાં વૃન્દ વૃન્દ ઉભરાય,
સન્ધિકાના સરોવર ઉપર
તારલીઓ અન્તરિક્ષેથી ઉતરે,
ફૂલપલ્લવની સુગન્ધોમાંથી
કદમ્બસહકારની ઘટાઓમાંથી,
અદૃશ્ય કુંજોના સુખસોહાગમાંથી,
તેમ વેરાયેલી વસન્તવિલાસિનીઓ
મોરલીના ગહન મન્ત્ર પીવા મળી.
વસન્તફૂવારાની કુસુમરંગી ધારાઓ શી
રંગભીની નવરંગ બાળાઓ
વેણુ સાંભળતી ઉભી.
સૌભાગ્યચન્દ્રે પણ કુસુમ્બી પાસેથી
મોરલી લીધી, છેડી:
પ્રેમાત્માઓના હૃદયગીત શા
બે ય મોરલીઓના સુરસંવાદ,
એક પંખીની બે પાંખ શા,
ભિન્ન છતાં અભિન્ન ઉડવા લાગ્યા.
કોઇક સખીઓએ કંઇક ફૂલ
આદરથી આપ્યાં,

કોઈક સખીઓએ કંઈક ફૂલ
આદરથી સત્કાર્યાં :
હૃદયના સુકુમાર ભાવ સમાં
કંઇ કંઈ કુસુમો કેરી
રસલ્હાણી થઈ રહી.
છાબમાંનાં મોરપાંખડિયાં ઉઘડ્યાં.
વસન્તપૂજનની વેળા
થઈ જણાતી હતી.

મહાભર્ગવતા સૂર્યતેજમાં
પ્રતાપ જામ્યો હતો.
સરોવરમાં નીર થંભ્યાં હતાં.
શાન્ત અનિલપગથારે લસતા
રાજકોકિલના શબ્દ સંભળાતા.
પરાગ સ્થિર હતો.
ઉષાભર્યા પયોધ શાં
આછા અંચળ ઉડાવતી
બાળાઓ ઘૂમવા લાગી.
ગ્રેટબ્રીટન જેવડા ન્હાનકડા
પ્હેલાં સરોવરિયાને વધાવ્યું,
સરોવરમાંનાં કમળોને વધાવ્યાં.
નિર્મળા, ભૂરા, પ્રભાવન્તા,

વસન્તની આછી ઓઢણી શા
વાદળને વધામણાં દીધાં.
સરોવર ફરતા પ્રફુલ્લ ક્યારાઓ ઉપર
કુંકુમનાં છાંટા નાંખ્યા,
પરિમલનાં પૂર સત્કારી
સત્સેવાનાં પ્રતિપૂર વર્ષ્યાં.
સઉ બલાઓનાં હૃદય
પૂજાભાવે પ્રદીપ્ત હતાં,
વદને આનન્દતેજ હતું.
શૃંગારશ્રી શો કદમ્બમાંડવો,
ગમ્ભીર સોહાગવતી વનકુંજ,
હિમાલયની શૃંગસખી સમી
વૃક્ષવૃક્ષમાંની વાદળશાખા,
વિલોલ વિભૂતિવન્તા
માનવજૂના સુન્દરતાના મંડપો:
સઉ ઉપર અબીલ છાંટતી,
ગુલાબની મૂઠીઓ ઉડાડતી,
બાલાઓ ઉર વારતી.
બાલ રોપ, વનના છોડ,
સુવાસિની પુષ્પલતાઓ,
તેજનયન શી ઉઘડતી કલિકાઓ,
પ્હેલ્લી જ વાર મ્હોરતો

યૌવનને ઉમરે પગ માંડતો
મનોહારી ન્હાનકડો સહકાર,
ને ત્હેની પાછળ અનેક પમરતું
લઘુમુખ ચન્દનવૃક્ષઃ
વસન્તની વિશુદ્ધ લીલાને
કુમારિકાઓ ફૂલડે અભિનન્દતી.
આંબાઓના ઝૂલતા ફાલ,
ખેતરોની સૂકાતી લીલાશ,
હાથીઆ થોરના કાંટા,
લીલમડી ધરોનાં મુખમલઃ
સ્થલે સ્થલે બાલસુન્દરીઓ
અક્ષત રસ પામી
અક્ષત ચ્હડાવતી.
બ્રહ્માન્ડના અણુરેણુમાં વિહરતી
વરવસન્તને વન્દન વન્દી
દિશદિશ અજવાળતા સૂર્યદેવને
પૂજનઅર્ઘ્ય સમર્પતી.
તેજ, ઉષ્મા, સૌન્દર્ય, સંજીવનમાં
કલ્લોલતી બાલાઓ,
ચંડોળના સમુદાય સમી,
પાછી સરોવરતટે મળી.
વનાત્મના પ્રસન્ન વાત્સલ્ય શી

શીળી અનિલલહરી આવી,
વસન્તની આશિષ શો
મીઠડો પરાગ વાયો.

"વીસરી–રે વીસરી,
વિલસુ આજ વીસરી."

"શું? રમણ! શું વીસરી?"

"અમીનાં વ્હેણ વ્હેતી
કોકિલની બંસી, વિલસુ!
સુભગ! વિલસુ વીસરી હો"

"ભલે અમે વીસર્યાઃ
ન વીસરે એવી પ્રીત
વહુ લાવજે હં, ભાઈ!"

સૌ હશી પડયાં.
ને વિલસુસુભગાને
નેત્રબાણ એક મારી
રમણે ગુલાબરંગી મુખ
સૌભાગ્યચન્દ્ર ભણી વાળ્યું,
ને પ્રાણપ્રાણની વાર્તા
નાચતી કીકીઓએ કીધી.

"વિલસુ! મા મૂંઝાવ હું!
રમણુ તો નિરર્થક નિર્દય છે.
કોઇને ક્‌વ્હાંકના પ્રકાશ ગમે છે,
તો કોઇને ક્‌વ્હાંકના પરિમલ:
એકને શોભા આકર્ષે છે,
તો બીજાને ગમ્ભીર ધ્યાનયોગ
ને ઉર્ધ્વમુખ ગૌરવમહિમા.
કોઈ સુખસેવના સાધે છે,
તો કોઈ સૌન્દર્યસિદ્ધિ:
કોઈ પ્રવૃત્તિ, કોઈ સદ્‌ભાવ,
કોઈ સ્નેહના સોહાગ શોધે છે.
શેષનાગ જેવાં વસન્તનાં યે
સહસ્ત્ર મુખ ને મણિ છે:
વિષદંશ વણપામ્યે
મણિ ઉતારી મુગટ પ્હેરવાનું
વર વસન્તવ્રત છે.
એક ઝરણનું પાણી પીનારે
નદીનું પાણી પીએ છે.
ફૂલ, ફાલ કે કોયલ:
એકને સન્માનતો યજમાન

વસન્તનું અતિથ્ય આદરે છે.
કવિતાની બંસી શી કોકિલનું
રમણ ! તું પૂજન આદર ત્ય્હારે.”

કિલકિલાટતી બાલાઓનું
હસવું ઢળ્યું, ઉછળ્યું:
જાણે મોતીના થાળ વેરાતા હોય.

“ પણ, રમણલાલ !
અમે નથી વીસર્યાં કંઈ:
વિલસુ બ્હેનને અમૂંઝવશો મા.
જગતકુંજે અમોલ બોલતી
કોકિલ કે કવિતાની
બંસી એક જ નથી હો !
સંગીત શી વિલાસતી
સુભગભાઇની બંસરી છેઃ
દેવવાણી શી મીઠડી
અમારાં હૈયાંની વેણુ છે.
પરકુંજોના પરભૃતના બોલ
છતાં અમે સાદર સન્માનશું.
સ્વના પાઠ શીખવ્યા, રમણલાલ !
પરના ક્ય્હારે સ્હમજાવશો ?
વિલસુ ! ચાલ, બંસી વધાવ.

સુભગભાઈ ! જરા આવો,
અનેરા જાદુઈલિમડી લકડી-
બંસીને અધરે મૂકો.
બ્હેનો ! શાણુઓ શીખવે છે કે
બ્રહ્માંડે શબ્દબ્રહ્મ ગાજે છેઃ
તો બંસીના બોલને વધાવો."

ફરી મોરપાંખડિયાં ઉઘડયાં,
ફરી સોનારૂપામાંથી
સેવાની સામગ્રી પ્રગટી.
ફૂલછાબોમાં ફૂલડાં અખૂટ લાગ્યાં.

" કોયલને બોલાવ, રમણ !
આંબે આંબે બેઠી છેઃ
ત્હને આવડે છે એવું તો."

"કોયલને બોલાવતાં
કોને નથી આવડતું ? સુભગ !
હૈયાની કોયલ તો સહુની
વણુબોલાવી યે બોલે છે.
કોયલ બોલાવવાની મ્હને
આણ્ય છે મ્હારી બ્હેનની."

"બહુ બ્હેનનાં કહ્યાં માનતા હશો.
ચાલ, ડ્હાપણ આટપ."

અન્તિરિક્ષે એક મીટ ભરી
મોરલી રમણે અધરે માંડીઃ
સુભગાના નેત્રમાં હસી
વેણુને દંશ દીધો,
ને મહીં કોયલ બોલાવી.
પલકમાં તો ખલક કલ્લોલતું જાગ્યુ.
સકલ અમ્બકદમ્બકુંજોમાં
સલ્લોલ લલકાર હલકી રહ્યો.
એક બાલાને બોલાવ્યે
અનેક બાલાઓ બોલે,
એક ચન્દ્રકલાની કલા પ્રગટતાં
અનેક તારલીઓની મીટ ઉઘડેઃ
એવી બાલકોલાહલ શી
પ્રભાવન્તી કોકિલકેલિ
ડાળેડાળેથી રેલી રહી.
ગગનપાટે રમતી
પુણ્યદેશની દેવીઓ શી
વનલીલામાંની રમણીઓ

એ નિગૂઢ શબ્દસંહિતાને
પૂજાસામગ્રી ચ્હડાવતી.
પછી સૌન્દર્યશોભના સુભગાએ
રમણુની મોરલી વધાવી,
વિશુદ્ધવાસિની વિલસુએ
સૌભાગ્યચન્દ્રની મોરલી સત્કારી.
મોરલી ન હતી ત્હેમણે
કંઈ કંઈ હૃદયમોરલીઓ પૂજી.
સરોવરમાં જરી જરી જેવડી
બાલવસન્તની પગલીઓ શી
રેખાઓ પડતી હતીઃ
કુમારિકાઓને આત્મસરોવરે પણ
કોકિલવેણુની મૃદુ નખલીઓ
વાગી, ઉર્મિ પાડી,
ચિરંજીવી ચિહ્ન માંડતી.
વસન્તના પરિમલ વાયાઃ
સરજલમાં, સુન્દરીપ્રાણુમાં
સહજ નિજ લહરો ઢોળી
ગામલોકને વર્ષવા ગયા.
અકલ વસન્તગીત તો
મોરલીમાં વાગતું જ હતું.

વિલસુ બ્હેન !
વસન્તગીત આલાપશો ?
વર્ષનું આજ પર્વ છે.”
એક બાલાએ વીનવ્યું.

“હા, હા, વિલસુ બ્હેન !
બાર માસની વસન્ત
પીવી છે આજ તો:
પછી પૂનમે પૂનમે
કંઇ વસન્ત નથી, બ્હેન !”
સુભગાએ વાત ઝીલી લીધી.
ક્ષિતિજમંડળ ઉપર પથરાતાં
પ્રભાપૂર્ણ વાદળાં શો
સખીસમાજ જોતજોતામાં તો
ચન્દ્રાકાર સર્જ્યો થયો,
ફૂદડી ફરતી છાયાઓ શો
તેજમાં ઉડવા લાગ્યો.

“રમણુલાલ ! સૌભાગ્યભાઈ !
અખંડ મોરલી વાજો હં !
ગંગાયમુનાનાં જલ ડોલાવજો !”
કુસુમ્બીનો બોલ આવ્યો.

પ્રારબ્ધ જેવું ગહન
ઉપર વાદળ હસતું હતું:
ફરતો વસન્તનો કલાપ હતો.
વિલસુએ વસન્તગીત ઉપાડયું.

૧

કોયલડી! ત્હારી મોરલી મધુર મ્હેનાં! છેડી જજે!
હીંચે–નમે તું મ્હેન! આંબલિયાને ડાળ જો!
કોયલડી! ત્હારી મોરલી મધુર મ્હેનાં! છેડી જજે!

રંગ્યાં દિશાચીર વિધુની વિશુદ્ધિરંગે,
અર્ચા પ્રભાની અરચી દિનને દિનેશે;
નવગન્ધકોષ કંઈ ગન્ધવતી ઉઘાડે:
ઉઘાડીને ઘૂંઘટ ગાવ, વસન્ત સખી! પધારે.
કોયલડી! ત્હારી વેણુથી વસન્તદેવી સત્કારજે!

૨

કોયલડી! ત્હારા વનમાં પ્રભાત આજ ઊંડાં ઉગે,
સોનારૂપાની મહીં રમતી રેખ અનન્ત જો!
લાંબી શિશિર તણી રજની વીરી! આજ ડૂબી જતી,
સાત્ત્વિક પ્રકાશને પગલે પધારે વસન્ત જો!

મીઠડી,
સાન્ત્વની,
ભાગ્ય સમ સંજીવિની;
જગજ્જીવનમન્ત્ર શી ઉદ્ધારિણી,
પ્રભુકિરણ સરિખી સકલસંચારિણી,
પ્રાચીપ્રતીચીઃ દિગ્ભુવનઃ સૌની પરમ કલ્યાણિનીઃ
સાત્ત્વિક પ્રકાશને પગલે પધારે વસન્ત જો !
કોયલડી ! ત્હારી વેણુમાં વસન્ત દેવી સત્કારજે !

૩

પડઘો ક્યાં પડચો ? રસબાલ !
ભેદી ભીષણ જગના દુર્ગ અનિલ ક્ય્હાં આથડચો ?
રસબાલ ?
ઉપર જ્ય્હાં અનહદ બાજે સાજ, ટહુરવ ત્ય્હાં ચ્હડચો ?
રસબાલ !
સંસ્કૃતિનાં સૈન્ય વ્યૂહો માંડતાં,
પૂર્ણિમા ને અમાસ નેજા ખોડતાં,
યશકિરીટી ઈન્દ્ર પુષ્પ વધાવતા,
ગાન્ધર્વ જયનાં ગાન નિજ વેણુ ભરી વાતા જતા;
આછેરી પીંછીથી બ્રહ્માંડતીર્થ આલેખિયાં;
ઘૂમે પ્રશસ્ત તટે મન્દાકિનીનાં નીર જો !
સુરોઅસુરોની મેદની અખંડ ત્ય્હાં રાસે રમે,

નૃત્યનેતા અમીમોરલી હલકે સુધીર જો !
પદતાલી ભવ્ય ધમકે મહાગમ્ભીર જો !

કોયલડી ! ત્હારી વેણુથી અનેરી વેણુ વાગે ત્યંહાં:
કોયલડી ! સહુ વેણુના વિલોલ શબ્દ જાગે ત્યંહાં.

રમે-રચે ચૌદ ભુવનને દડે પરમ ભારતરણુ અબધૂત કાલ,
પડઘો ત્ય્હાં પડયો, રસબાલ !

૪

ફૂલડાંની આંખોમાં વસન્ત ! કાંઈ આંજયું ત્હમે,
આંજો જાદુગર આંજણુ એ મુજ નેન જો !

મ્હેકતું,
મ્હેકાવતું,
પ્રાણુને ચેતાવતું;
વિરલ સૌન્દર્યે કદી કદી ભાસતું,
પ્રિયનયનની કાન્તિમાં સ્થિર વાસતું,
સ્નેહના સોહાગ સમ સપ્રભ યશસ્વી વિલાસતું.

ફૂલડાંને ફૂલડાંને પગલે વસન્ત ! પધારજો !
આવ્યાં વને તો દેવી ! આવજો માનવદેશ જો !
ચંદાસૂરજ કેરી જયોતિ પામરીએ પરિમલે,
આપી જજો એ દેવપરિમલના આદેશ જો !
આવો વસન્ત ! પ્રાણુઆંગણુના આભ અમે વાળી લીધાં.

૫

કોયલડી ! મ્હારે બારણે હો બ્હેન ! કાલ બોલી જજે !
કાલે મ્હારે ઘેર પ્રભુજીનાં વરદાન જો !
કાલે મ્હારે ઘેર વસન્તદેવી મહેમાન જો !

કોયલડી ! ત્હારી મોરલીનાં વીંધ બ્હેન ! ખોલી જજે !
વીંધે વીંધે તે વહે વ્હાલમ કેરાં વેણુ જો !
વીંધે વીંધે તે કૂહે વ્હાલમ કેરાં કૂહેણુ જો !
કોયલડી ! મ્હારે બારણે વસન્તમન્ત્ર બોલી જજે !

સૂરજમાલા શી બાલાઓ
પોતાની જ છાયાઓમાં
અને સૂર્યતેજમાં રમતી હતી.
વસન્તગીત વનલીલાશે વહતું,
પત્રગુચ્છમાં, ફૂલમંજરીઓમાં
મહાધ્વનિ પાડતું,
વનના વૈભવ ઉપર તરતું.
ઉડતાં ગાતાં થાકી જઇ
મેનાઓ ઘટામાં ભરાય છે;
સૌ બાલિકાઓ પછી
આંબાના લીલા મંડપ નીચે મળી.

" વિલસુ બ્હેન ! વિલસુ બ્હેન !
વસન્તચન્દ્ર વધાવવા ક્ય્હાં જશું ? "
આંબાની ડાળ ઉપરથી
કોયલના બચ્ચા શી કુસુમ્બી બોલી.
રમણે ત્હેને ત્ય્હાં ચ્હડાવી હતી.

" જ્ય્હાં સઉ ઈચ્છે ત્ય્હાં."
મોતીની ઝૂલતી સેરો શાં
ભમ્મર ઉપરનાં પરસેવાનાં ઝાલ
લ્હોતાં લ્હોતાં વિલસુએ ઉત્તર વાળ્યો.

" ના બા ! મ્હને તો મ્હારી મા
રાતે ન ધીરે એકલીઃ
હું તો આંગણામાં ઉભી ઉભી
ભાઈને રમાડતી
ચન્દ્રોદય વધાવીશ."
એક બાલા બોલી.

" રાતે તો ન ધીરે."
ઊંડા પડઘા શો ધીરો
સઉ બાલાઓએ સ્વર પૂર્યો.

"આવો તો આમન્ત્રણ છે.
વાડીઓ છે વિશાળ.
સુભગા! આ! તું આવજે હું,
સાવ એકલું મ્હને નહીં ગમે."
સુભગાને વિલસુએ કહ્યું.

"વિલસુ બ્હેન! બાને કહી
હું ય ત્હમારે ત્ય્હાં આવીશઃ
એકલી નહીં મોકલે તો
સૌભાગ્યભાઇને લઇને આવીશઃ
દિવસ છતાં આવીશ.
મ્હને યે એકલું નહીં ગમે."
કુસુમ્બીનો કલરવ આવ્યો.

સ્થિર ગહન તેજબિન્દુ શી
વિલસુની આંખોમાં સુભગાએ જોયું.
કોઇ અણદીઠાં દેવઅંજને
મહીં હૃદયસ્મિત ચમકતાં.

સૂર્યનો પ્રતાપ વધતો હતો,
વસન્તની કોમલતા નમતી હતી.
બાલાઓના ગાલ ઉપર

કરમાશની રજ બેસતી હતી.
નિદ્રાની છાયાના પટ ઉપર પટ
જગત ઉપર છવાતા હતા.
મંજરીના મધુ પી મદોન્મત્ત
કોકિલા ઉંઘી ગઈ હતી.
ઉષ્માભારવતો વાયુ
મન્દ મન્દ પાંખ વીંઝતો.
કુમારિકાઓ ગામ ભણી ચાલી.
અજ્ઞાન કસ્તૂરિકા મૃગબાલ
કસ્તૂરી પામી પાછું વળે,
વસન્તવિભૂતિની સારકસ્તૂરી
અન્તરના અન્તરમાં સંચી
સુન્દરીસમાજ ગામ ભણી વળ્યો.
વડ નીચે સૌ વેરાણી.
મન્દાકિનીની માળા તૂટતાં
મણિમૌલી તારા વનકુંજોમાં ઉતરે છે:
પોતાનાં ન્હાનકડાં વિશ્વ-
વાટ જોતાં પિતામાતા,
ઝંખના ઝંખતાં ભાઇબ્હેન,
સ્નેહસોહાગી કુલવાસ-
વસન્તરંગે અજવાળવા
બાળાઓ મન્દિરે ગઈ.

નવપ્રેરણાથી સચેત,
નવસૌન્દર્યથી સજ્જિત,
ત્હેમનાં નવપૂરવતાં હૃદય,
નિર્મળાં ન્હાનાં રસઝરણાં શાં,
ફૂલડાં શાં પ્રેમપાત્રોથી ભરેલી
ફૂલવાડીઓમાં પથરાઈ ગયાં.

રમણ અને સૌભાગ્યચન્દ્ર
દૂર પાછળ પાછળ આવતા હતા

"સુભગ ! તું આવજે જ.
કુસુમ્બી ને નયન રમશે;
અને અશોકની લીલી છાયામાં,
કે કહીશ તો ગુલાબની કુંજમાં,
આપણા સૌભાગ્યચન્દ્ર વધાવીશું."

"ચન્દ્રીમાં ચન્દ્રિકા છે,
લોક ત્હેને રેલતાં કાં આણ દે છે ?
મણિમાં મહિમા છે,
મણિ કાં માથે ન મૂકાય ?
ભલે, તું કહે તેમ, રમણ !
આશા અમૃતમયી છે.
ગરીબીએ અને લોકબત્રીશીએ

સંગાથે નહીં વ્હડાતું હોય ?
પણ રમણ ! ત્હારા વડિલનું–"
"ત્હારા ઉપર ત્હેમની મમતા છે,
ને વિલસુ બ્હેન તો છે
એમની આંખની કીકી"

"રમણ ! રમણ !
અન્ય માતાપિતા
હૃદયના મેલ કાં સાચવતા હશે ?
પિતૃમાતૃના નિર્મળ હૃદયદર્પણે
સન્તાન જીવનદર્શન લે છે,
બાલકનું પ્રથમ દેવમંદિર
માતાપિતાનું મુખડું છે:
એ મન્દિરે મનુષ્યો
પરમ ઉદાત્ત પ્રકાશવતા
સ્નેહજ્યોતિ કાં નહીં પ્રકટાવતા હોય ?
**धियोयोनः प्रचोदयात्:**
દશ હજાર વર્ષે પણ ભારતમાં
એ મન્ત્ર જીર્ણ થયો નથી,
બીજાં દશ હજાર વર્ષે પણ
ફલશે કે નહીં ? ભારતનાં ભાગ્ય જાણે.
**भर्गो देवस्य धीमहो**, વીર !"

મિત્રો વેલીઝલે આવ્યા.

વડની ઘુમ્મટઘટા ઉપર
કનકઆસન પાથરી
સૂર્યરાજ વિરાજતો હતો.
મિત્રોને ભર્ગ અભિષેકતો.
સુવિશાળ સોનેરી કાન્તિમાં
સરોવર ઝોલાં ખાતું હતું.
કુમારને બદલે કિરણો
વેલીહિન્ડોળે હીંચકતાં.
કુસુમો દિનનાથને નમતાં.
વસન્તવદનનું ઓજસ
સ્નેહપુત્રોના વદને પડતું.
રસ ચુમ્બતી ભૃંગઅંગનાઓના
મંજુલ મન્દ ગુંજારવ સુણતી
સરોવરવેલાઓના સુમનપગથારે
સખાની બેલડી સંચરતી.
દેશકથા કથતા કથતા
વીસામા આગળ વડલા નીચે
બપ્પોરા ગાળવા તે છૂટા પડ્યા.

રમણ ઘેર જઈ વિલસુને મળ્યો,
મુખારવિન્દે રસતૃપ્તિ નિરખી,
સુખતેજ જોઈ, પરમાન્દ પામ્યો.

બપોરનો ફલાહાર કીધો,
પ્રારબ્ધ ને વિધિની વાતો કહી,
પછી શ્રાન્ત પંખી જેવાં ભાઇબ્હેન
નિદ્રાને ખોળે સૂતાં.
થાક, રાત્રિ, નિદ્રા, વિરહ, નિવૃત્તિ:
સહુ ચેતનની સમાધિઓ છે.
એક શૃંગે પગ વિરમજો,
ઉંચે શિખરે હિમાલયને
તે બીજો પગ પ્રેરશે.
પાટીના પુરાણુ અંક
ભૂંસાય તો ભૂંસાવા દેજો:
ત્હાં નવઅંક ઉઘડશે.
વસન્તખેલને પણ થાક ચ્હડે છે,
તો થાકથી થાકશો મા.
જીવનભવિષ્યના કુંકુમલેખ
વિધાત્રી લખે માટે નીંદરતા હો
તો ઘડી સ્વસ્થ ચિત્તે નીંદરજો:
ભાગ્યદેવીના પ્રાસાદ પણ
સુષુપ્તિની પડોશમાં જ છે.
આકાશના પડછાયા સમી
અન્તરિક્ષ વીંધતી વીંધતી
થોડી વારે સ્હાંજ પડી.

કુમળાતા સૂર્યતેજમાં
ઉષા આડી મેઘપાંખડીઓ શી
લાંબી છાયાઓ પથરાતી.
વસન્તદર્શનની મુગ્ધતામાંથી
અનિલ જાગ્યો, અને
નિદ્રાલીન રસબાલકો ઉપર
પરાગના પટ દેવા લાગ્યો.
નવઉત્સાહથી પંખીસમાજ
સ્હાંજને આંગણે રમતો,
ત્હેમના અખિલ કિલકિલાટ
વિશાલ વાડીમાં ઉડતા.
વિલસુના શયનખંડની અટારી આડો
ફૂલવેલનો પડદો હતોઃ
કોકિલા ત્હેમાં આવી બેઠી,
'વસન્ત્' 'વસન્ત્' પોકારી
સખીને જગાડી ગઈ.
સ્હાંજની પમરતી શીતલતા
વિલસુએ વાટિકામાં વિલોકી.
ઘડી પછી રમણુના શયનખંડમાં
પદરવમુનિ નયન ગયો,
ગુલાબપાંદડી ચૂંટતો હોય
તેમ મ્હોટાભાઇને મુખડે

ઝીણી શી ચીમટી દીધી.
ઝબક રમણ બેઠો થયો,
નયનને ભુજબન્ધે ઘેર્યો.
"કોઇને નથી દેતો
તે આજ તો લેવું:
એક જ, એક ચુમ્બન."

"નહીં વળી, મ્હારો શો વાંક!
મ્હેં તો કીધું કર્યું."
કમલદલમાં પરાગ લપ્પાય
તેમ ન્હાનકડી હાથેળીઓમાં
મુખકાન્તિ સન્તાડતો
હસતો હસતો નયન બોલ્યો.
કિરણ શી ઝીણી અંગુલિઓ
રમણે ચુમ્બી–ન ચુમ્બી ત્ય્હાં તો,
મંજરીઓમાંથી મરવો ખરે તેમ,
રમણના હાથમાંથી છટક્યો.
રમણે બ્હારીમાંથી જોયું તો
બાગમાં વિલસુ ફૂલ વીણતી.
રમણ વાડીમાં ગયો,
ગુલાબ ને અશોકની ઝાડી ભણી
પગલાં માંડયાં.

ફૂલડે પાલવ ભરી
વસન્તભારે નમતી વિલસુ
લતામંડપે જઈ બેઠી.
ત્ય્હાં હાર ભર્યા,
મનગમતા મુગટ ગૂંથ્યા.
એટલામાં સુભગા આવી,
સખીઓ ઘરમાં ગઈ.
કુસુમ્બીની સંગે સૌભાગ્યચન્દ્ર
ત્ય્હાં આવ્યો હતો.

"કુમારીને, સૌભાગ્યચન્દ્રને
વિલસુ! ફૂલ આપ.
આવો, સુભગાકુમારી!
અમારી વાડીએ ય તે
વસન્ત છે, વધાવજો."
વિલસુરમણની માતાએ
સખીઓને આવકાર દીધો.

સ્મિતઝરતી સુભગાએ
ભાઈબ્હેનને ફૂલ આપ્યાં.
નવલ ભાવે ભીંજાતી વિલસુ
કુસુમ્બીને લઈ વાડીમાં સંચરી.

"સુભગા બ્હેન !
બહુ ઉપકાર થયો:
રમણલાલ ક્‌ય્હાં ગયા છે ?"
હસતા મધુરા વાગતા સ્વરે
સૌભાગ્યચન્દ્રે પૂછ્યું.
લજ્જાભીની સુભગાએ
રમણની માતા ભણી જોયું.

"નયન ! રમણ ક્‌ય્હાં છે ?
સૌભાગ્યચન્દ્રને ભાઈ પાસે લઈ જા."
રમણની માતાએ નયનને બોલાવ્યો.
સૌભાગ્યચન્દ્ર અને નયન
ઝાડ નીચે થઇ ઘટામાં ગયા.

"સુભગા ! ગંગાસ્નાન તે પુણ્ય,
વૈતરણી ઉતરવી તે સ્વર્ગપન્થ:
તો આત્મનૂનદીને અમળ વ્હેણે
પાણી ભરતાં જલ ઝીલવાં
એ કાં પુણ્ય નહીં ?
સંયમતીર્થ દેવભાવના ઉદ્દીપનાર્થ છે,
દેવભાવના દમનાર્થે નથી, હો !
જાવ, વિલસુ ને કુમારી

તમારી વાટ જોતાં હશે;
ચન્દ્રોદયનો સમય થયો છે."

ફૂલછાબ બ્હાંયે લટકાવી
સૌન્દર્યવેલી શી ડોલતી
સુભગા સખીઓને જઈ મળી.
સઉ ગુલાબકુંજે ચાલ્યાં.

તરુવરમાં ભરાતો સૂર્ય
પત્રડાળીની રેખાઓમાં
કનકતેજ પૂરતો હતો.
પૂર્વમાં ઉજ્જ્વળ ચન્દ્રરાજની
હીરાકણી શી પદનખરેખાઓ
ફૂટવા માંડી હતી.
પૂર્ણિમાનો પરમ અવસર
જામતો જતો હતો.
પ્રાચીપ્રતીચીનાં તેજપૂર
એકબીજામાં વહતાં હતાં.
મહાસન્ધ્યાનો વિધિયોગ
વિશ્વમાંડવડે રચાતો હતો.
પરાગનો પ્રભુતાનો રંગ
આથમતી સ્હાંજમાં ઉડતો.
આકાશના ઉમ્મર ઓળંગી

કંઈ અવનવું તેજ ઉતરતું.
પરમ વસન્તની વાદળી
વરસી રહી હતી.
એ મેઘઓઘે તરતી બાલાઓ
વૃક્ષફાલ વીંધતી ચાલતી,
ઉપર કુંપળો હસતી.
સુકુમાર કિરણનાં ગૂંથેલાં
ત્હેમનાં પયોધપરિધાનમાં
અનિલલહરી રમતી,
સન્તાતી, પાંખો પ્રસારતી,
વસન્તની વાર્તા કહી જતી.
દૂરદૂરની મધુરમધુરી
ગુલાબની સુગન્ધ વાઈ.
વસન્તખોળે ગુલાબ ઢળતા.
થોડી વારે તે કુંજમાં
સખીસાથ આવ્યો.
સ્હામે આસોપાલવનો ઘટાઘેર
વિશાલ રોમરાજી ડોલાવતો.
નયન, રમણ, સૌભાગ્યચન્દ્ર
નીચે ઉભા હતઃ.
ભરી ભરી નભજલની નદીઓ
ઉષામાં પટ પાથરી વહે,

ગુલાબની નમણી ક્યારાપંક્તિઓમાં
તેમ સાડીઓ ઉડાવતી
સહિયરો ચાલતી હતી.
મનમોહન મોતીશય્યામાં
શ્રાન્ત સરિતાઓ જઈ વિરામે તેમ
વિશાલપાલવ બાલાઓ મ્હોરમાં જઈ બેઠી.
ફૂલથી ઉભરાતી છાબો,
ફૂલામૃતે છલકાતા ખૂમચા,
પ્રેમમંજરી શા પ્રાણેશ્વરોઃ
સહુ વસન્તદ્દાન ઉપર
કુમારિકાઓ સ્મિતતેજ છાવરતી.
નયન વિલસુની સ્હોડમાં ભરાયો,
કુસુમ્બીનો ફૂલહાર નિરખવા લાગ્યો.
"મ્હોટાભાઈ! સૌભાગ્યભાઈ!
આંખમીંચામણી રમીશું?
હજી પૂજનને વાર છે ત્યહાં?"
આંખમીંચામણી રમત છે,
સન્ધાકાલે બાલકો રમે છે.
"ત્હારાં બાલકોને જમાવ,
ને આંખમીંચામણી રમ, નયન!
સન્ધ્યાટાણે ય હવે અમે

પુરુષાતનના ખેલ ખેલીશું.
ત્હારી એ પાંખો ફૂટશે
ત્ય્હારે તેજમાં ઉડવું ગમશે,
બાપુ ! નહીં રુચે સન્તાવું.
આંખ અનિમેષ ઉઘાડ,
પૂર્વની ભૂમિમાં જો,
વસન્તવિધુ અમુલખ અંજન આંજે છે. ”

લોકદૃષ્ટિ વળી વળીને
પૂર્વની ભૂમિમાં શે વળતી હશે ?
પૂર્વમાં મનુકુલની જન્મભૂમિ છે,
પૂર્વમાં મનુકુલનો ઇતિહાસ છે,
પૂર્વે જગતની પીઠણી છે,
પૂર્વે ભવિષ્યનું અવલમ્બન છે,
પૂર્વે જગતનું મુખડું છે.
જગતસૌભાગ્યશ્રીના ચન્દ્રક
સુરમ્ય પ્રભાતે પ્રભાતે,
સલૂણી પૂર્ણિમાએ પૂર્ણિમાએ,
યુગે યુગે ત્ય્હાં ચ્હોડાય છે.
દિશ દિશમાં તારાની ઝણુ ફૂટે;
જગત્અજવાળતાં પ્રભુનાં પૂર
પૂર્વને શિખરેથી નિર્ઝરે છે.

મહાજ્યોતિર્ગોલનો ઉદયદેશ
મહાભાગ પૂર્વખંડે છે.
દિનનાથ ભગવાન સૂર્યનારાયણ,
નિશાનાથ અમીદાનેશ્વરી ચન્દ્રદેવ
પૂર્વની અગાશીએ ઉગશે ત્ય્હાં સૂધી
જગન્નેત્ર પૂર્વ ભણી નમશે, માનવી !

અસ્ત થઈ ગયો હતો.
સન્ધ્યાનાં રેશમીસોનેરી પીંછાંમાં
બ્રહ્માંડ આચ્છાદાતું હતું.
ઝાડપાંદડે તમસ્સૈન્ય છૂપાતાં.
પ્રાચીખોળે વૃક્ષો ઉપર
ઝાંખું તેજ ઉડતું.
કાન્ત, રસપૂર્ણ, અખંડ,
વસન્તના મુખકમલ શો,
વિલાસની રેખાઓ ભરેલો
પૂર્ણિમાનો શશીરાજ
પિતૃની પુરાણ વાડીઓમાં
અમીપગલે પધારતો હતો.
વસન્તપૂજનિકાઓ સજ્જ થઈ:
ગુલાબની પાંખડીઓ છૂટી પાડી,
કળીઓની સુરચના કીધી,

કનકમાં કુંકુમ ઘોળ્યાં.
સ્નેહવિમાન સમોવડો,
રસમેઘના મુગટ સરિખડો,
ઉડતી દેવસુન્દરીના
સુન્દર હૃદયભાવ શો,
ચન્દ્ર વાદળ ઉપર સ્હડવા માંડ્યા.
ત્હેની મૃદુભાવ તેજપીંછીઓ
પ્રિયમુખડે આનન્દપ્રભા પૂરતી.
ફૂલહાર દીપવા લાગ્યા,
નયન ઝળહળવા લાગ્યાં.
પ્રેમબાલકોએ અરસપરસ
દર્શન લીધાં, સ્મિત કીધાં.
ચન્દ્ર આવી તરુઘુમ્મટે બેઠો,
ઉલ્લાસિની તેજધારાઓ
અનન્ત વાદળમાં રેલી રહ્યો.
બાલાઓએ વધામણાં દીધાં,
ત્હેના ઉપર ફૂલપાંદડીઓ વેરી,
તેજપૂરને અણુઉઘડી કળીઓ સમર્પી,
જ્યોતિર્બિમ્બનાં ઓવારણાં લીધાં.
ચન્દ્રિકાના સરજલમાં
ચકોરડી ડુબકાં ભરતી.
કુમારિકાઓએ પ્રિયઅધરે

ચુમ્બનચંચુના દંશ દીધા.
સુવર્ણરેખાઓમાં સરિતાઓ વહે
એવી ભરવેગ–ભરપૂર
બાલાઓ પ્રીતમકરમાં પડી;
પ્રેમભાવ ગાતાં ગાતાં
ફૂલડાં લાવીને ચ્હડાવ્યાં.

"પ્રિયતમ સૌભાગ્યચન્દ્ર !
રજનીમુખ ધોતા જ્યોતિર્દેવ
મ્હારા પ્રાણને અજવાળશે:
પ્રાણમાલા ત્હમને આરોપું છું"

ચન્દ્રિકાની વેલ શો નિર્મળો
મોગરાનો મનમધુરો ફૂલહાર
વિલસુએ સૌભાગ્યચન્દ્રને ધરાવ્યો.

"મધુર રમણલાલ !
હૃદય હજી આવું છે,
બીડેલાં કુસુદ જેવું:
ત્હેને ઉઘાડો તેમ
મ્હને ય ઉઘાડજો, હો."

રમણે સુભગાને ચુમ્બન દીધું:
સુધાચન્દ્રક શી ત્હેની રેખાઓ
સુભગાને ભાલે તરવરી રહી.

" પ્રિયતમ સુભગા !
પ્રેમકિરીટ શીર્ષે મૂકું છું,
ધર્મકાર્યે દોરજો, સ્નેહરાણીજી ! "

" હા, આત્માધાર !
ત્હમારી મંગલ સ્નેહમૂર્તિ,
મ્હારા જીવનનો રસદેવ,
સૌભાગ્યકિરીટે જ વિરાજે છેઃ
જગર્જંલમાં જીવન દોરશે તે, નાથ ! "

" પ્રાણેશ્વરી ! "
ગુલાબનો મુગટસોહાગ
વિલસુને ભાગ્યદેશે માંડી
હૃદયદેશે સૌભાગ્યચન્દ્ર વિરામ્યોઃ
જાણે કૌમારનો થાક ઉતારતો હોય ને.

કુસુમ્બી હજારી વીણતી,
ત્હેની સાથે નયન
કંઈ કંઇ વાતો લવતો.
" કુમારી ! આપણે ને
રોજરોજ ફૂલ વીણીશું.
હું વનમાળી થઈશ,
ત્હમે શું થશો ?

આપણે ફૂલમંડલી ભરીશું
ને. ફૂલહિન્ડોલે, હિન્ડોલશું."

તેજમાં ઝીલતાં ઝીલતાં
કુસુમ્બી ને નયન આવ્યાં.
અલબેલાં વસન્તવિહારી સહુ
અનેરાં ભાવ ગુંજતાં
પછી ઘર ભણી પાછાં વળ્યાં.
સ્નેહત્રિમૂર્તિ ઉપર
ચોમેર ચન્દ્રિકા ફોરમતી.
આકાશ નિષ્કલંક હતું.
માંડી નજરે તારાઓ
ત્હેમના હૃદયનું મનન કરતા.
વાયુનાથે પાંખ વીંઝી.
'પ્રેમ' 'પ્રેમ'ના પડઘા પાડતી
એની અણુદીઠ પગલીઓ
કુંજમાં, ઘટાઓમાં, વનમંડપોમાં,
દૂરની હવેલીઓને વિષે,
ગામને ચોરે, રમવા સંચરી.
પ્રેમબાલકોના ચરણોમાં
મ્હોરમોતી વેરાયાં,
સ્પર્શી સ્પર્શી ધન્યભાગ્ય થયાં.

વનદેવીઓએ અન્તરિક્ષથી
પુણ્યવન્તી પુષ્પવૃષ્ટિ કીધી,
સ્વર્ગસૌભાગ્યે અભિનન્દ્યાં.
સ્નેહસાગરે ઝોલાં ખાતી
ત્‍હેમની આત્મનૌકાઓ
રસરમણે ચ્‍હડી:
અને આઘે પેલાં
હૃદયજલમોજાં ઘૂઘવતાં,
અનેરી બંસી જ્ય્‍હાં
ચિર કવિતદેવી ગજવતાં,
ત્ય્‍હાં જઈ રજતવેલુમાં વિરામી.

ગ્રીષ્મના સુકોમલ પ્રભાતે
કે ગગને ચન્દ્રકલા રેલે ત્ય્‍હારે
પછી સ્નેહસન્તાન મળતાં.
આશા પોષી, દિલાસા દઈ,
હૃદયની વાતો કથી,
પંખી શાં ડાળે ડાળે
ઘડી ભેળાં બેશી
વિશ્વ વનમાં વિખૂટડાં વ્હેતાં.
મનુજ વિના સકલ જગતે
ત્‍હેમનાં લગ્ન સ્વીકાર્યાં હતાં.

પ્રાણુકલા નિરખવાનાં નયન
મનુબાલને પ્રભુએ ક્ય્હાં ધીર્યાં છે હજી ?

પછી રસમેઘ લઈ વર્ષા આવી.
ફૂલછડી જેવી એક બાલિકા,
પૃથ્વીબાલાની સૈંથી સમી
ખેતરોની પગથીમાં,
સરોવરતીરની કુસુમવાટે,
પુષ્પવતી વનકુંજોમાં,
ગાતી ગાતી આનન્દતી.
સ્હામી વૃક્ષમાલાની પાછળ
વાદળછાયાના ઉઘાડમાં
ત્હેના પિતા હળ ખેડતા,
ગન્ધવતીના ક્યારા રચતા,
ત્ય્હાં તે જતી આવતી,
ને વનદેવી સરિખડી
ઉગતા મોલને આશિષ દેતી.

એક સમય આકાશમાં
મેઘ ઝોલાં ખાતો હતો.
ઘટાઓ સ્થિર-ગમ્ભીર હતી.
કલા સંકેલી લેઈ મોરલા
વૃક્ષપલ્લવે ચ્હડેલા હતા.

વારિદબિન્દુનો તૃષાર્ત્ત પપૈયો
'પિયુ' 'પિયુ' 'પિયુ'ના
મેઘજાપ જપતો હતો.
ઘનફલકે તરવરતું
પ્રતિબિમ્બ જગત
ભૂરું ભૂરું થઈ રહ્યું હતું.
કરચલિયાળા, કાળા, ભયંકર,
બારે મેઘ ઉલટયા હતા.
નભમાં જલજલબમ્બાકાર હતું.
એકાકિની ઉડતી કપોતિની શી
નીચે સુભગા જતી હતી.
અટક તે અટકી ઉભી.
આસોપાલવ નીચેથી
ધીરલલિત મોરલી વાગી,
ત્હેણે ત્હેને ચટકી ભરી.
પાંદડીઓમાં ભરાતી સુરભી શી
રમણની કરલતિકામાં
ક્ષણમાં તો સુભગા સમઈ ગઈ.
"પ્રિયે ! દશબાર દિવસમાં
બાબુ—આવશે:
ત્હમારાં ને વિલસુબ્હેનનાં
પ્રભુમન્દિરે—"

"પણ, પ્રાણનાથ !
ત્હમારૂં લગ્ન ક્ય્હારે થશે ?
મ્હારે તો તે-જોવું-છે."
ચુમ્બનોથી રમણે
સુભગાને મૂંઝવી દીધી.
બોલમાલા તૂટી પડી.
મેઘધારામાં હીંચકતી ધનુષ્કલા શી
સુભગા રમણને કર રમતી.
શરદપૂનમની રાત્રિએ
તારા નેત્રે વિહાસતી,
ચન્દ્રિકા સૌન્દર્ય નિર્ગળતી.
શારદની એક વાદળી
મોતી વરસી રહી પછી
સ્નેહબારમાશીને બાગે ખેલતા
રસાત્માઓ, સાગરના બે તરંગ શા,
હૃદય આલિંગી-જીવન સમ્મેલી
સાગરની મહાસફરે ચાલ્યા.
હરિયાળાં વસન ઉડાવતી
વનવનમાં ફરી વસન્ત આવી.
આંબે આંબે મ્હોર બેઠા,
મંજરીઓના ચમ્મર ઢળી રહ્યા.
પરાગભર સુપ્રસન્ન

ફૂલડાં ફૂલવા માંડ્યાં.
કોકલા પાછી પધારી,
'વસન્ત્' 'વસન્ત્' 'વસન્ત્'
જગત ભરી પોકારવા લાગી.
કંઈક વર્ષો વીત્યાં પછી
વસન્ત જનમંડળે રમવા ઉતરી.
કેસુનાં વૃક્ષ મ્હોર્યાં,
અંગઅંગ કેસુફાલતી ફૂલઅંગના શી
કુલઅંગનાઓ કલાપી રહી.
નવકુસુમો શાં રસભર્યાં,
પંખીપાંખ શાં ઉલ્લાસતાં,
પરભૃતગીત શાં મીઠડાં,
સંજીવની પ્રાશેલાં, સૂર્યભર્ગ પીધેલાં,
આત્મમણિઓમાં તેજામૃત પ્રગટતાં.
કલ્યાણના ઉદાત્ત માર્ગના ભોગી,
નિર્મળાં, કાન્તિપૂર્ણ, દેવમૂર્તિ
માનવબાલ ઉગતાં થયાં.
સ્નેહનું સામ્રાજ્ય સ્થપાયું.
વાજ્યા-સમાર્યાં આંગણે આંગણે
કોયલ વસન્તમન્ત્ર મેલી જતી.
ત્હેને ઝીલી ઝીલી કુમારિકાઓ
વેદગાન શાં વસન્તગીત ગાતી.

લીલમલીલી ઘટાઓમાંથી,
ઊંડી ઊંડી ગિરિકન્દરાઓમાંથી,
ઉઘાડા રણપગથાર ઉપરથી,
અગરુચન્દનના વનવનમાંથી,
મહાનદને પુણ્યપુરાણ આરેથી,
રજતસરોવરની કુંજોમાંથી,
પ્રશસ્ત મેઘકાંગરી સમોવડા
ધવળ ગિરિશૃંગો ઉપરથી,
તે નવવસન્તગીતના
ઘેરા પ્રતિઘોષ થવા લાગ્યા.
સાગરને ઓઘે ઓઘ,
આકાશના અનન્ત ઊંડાણમાં,
ચિરકાલની મહાવિશાલ ગુફામાં
તે પ્રતિઘોષ ઘૂમવા લાગ્યા.
રસ, જ્ઞાન, આનન્દ,
પ્રેમ, પૂજા, પ્રભુતાનાં
સુધાકિરણવન્તી ચન્દ્રિકામાં
જગત ન્હાવા લાગ્યું.